જલસો ( અ. ) જલ્સા. મંડળી, બેઠક, મુલાકાત. જલસ=તે બેઠો ઉપરથી.
જવાંમર્દ ( ફા. ) બહાદુર માણસ.
જવાબ ( અ. ) જવબ=તે લાવ્યો ઉપરથી. જવાબ=ઉત્તર.
જવાહિર ( અ. ) જવ્હરનું બહુવચન. કીમતી પથ્થર, મોતી વગેરે.
જશન ( ફા. ) જશ્ન. ખુશીની સભા. ઈદનો દિવસ, ખુશીનો દિવસ.
જહાં ( ફા. ) જહાં=કૂદનાર, ચલાયમાન. દુનિયા અનિત્ય છે માટે એ નામ પડ્યું: અથવા ગીહાન=સમયની સાથે સંબંધ રાખનાર ઉપરથી જગત, દુનિયા.
જહાંગીર ( ફા ) ગિરિફ્તન=લેવું, પકડવું ઉપરથી. દુનિયા જીતનાર.
જહાનમ ( અ. ) જહંનમ. નરક, ઊંડો કૂવો. ઇબ્રાની ભાષામાં "ગેહનૂમ" શબ્દ છે, તે ઉપરથી અરબીમાં જહંનમ શબ્દ થયો છે. ગેહનૂમ=હનૂમની ખો. એ ખો યરૂશલમની દક્ષિણ દિશાએ હતી. યૂસયાહ પાદશાહના સમયની પહેલાં અહીં "માલિક" નામે એક મૂર્તિની લોકો પૂજા કરતા હતા. એ મૂર્તિ પિત્તળની હતી, ને તેના હાથ પહોળા કરેલા હતા. જાણે તે પોતાના પૂજારીઓને ખોળામાં લેવા ઇચ્છતી ન હોય ! એ મૂર્તિને અગ્નિથી ગરમ કરીને તેના ખોળામાં પોતાનાં બચ્ચાં નાખતા, અને તેમની કીકીયારી ને રડવાનો સાદ ન સંભળાય માટે ઢોલ વગાડતા. એ ઢોલને "તૂફ" કહેતા હતા, તેથી એ જગાનું નામ "તૂફેત" કે "તૂફ"નું જંગલ પડ્યું. બાબિલનના નાશ પછી પ્રાચીન મૂર્તિપૂજાથી ડરીને યહૂદી લોકો એ જગાને નાપસંદ કરવા લાગ્યા, અને યૂસયાહ બાદશાહની સલાહથી તે જગાની ખરાબી કરી, ત્યાં આખા શહેરનો કચરો નાખી, તેને બાળવા માટે આખી રાત આગ સળગાવવા લાગ્યા. તેથી એ જગા ભયાનક ને ગંધાતી (નરક સાથે સંબંધ રાખે એવી) થઈ ગઈ, ને એ ઉપરથી અરબીમાં "જહંનમ" શબ્દ થયો (લુગાતે ફીરોઝી).
જહાંપનાહ ( ફા. ) પનાહીદન=બચાવવું ઉપરથી. દુનિયાને બચાવનાર.

જલસો ( અ. ) જલ્સા. મંડળી, બેઠક, મુલાકાત. જલસ=તે બેઠો ઉપરથી.
જવાંમર્દ ( ફા. ) બહાદુર માણસ.
જવાબ ( અ. ) જવબ=તે લાવ્યો ઉપરથી. જવાબ=ઉત્તર.
જવાહિર ( અ. ) જવ્હરનું બહુવચન. કીમતી પથ્થર, મોતી વગેરે.
જશન ( ફા. ) જશ્ન. ખુશીની સભા. ઈદનો દિવસ, ખુશીનો દિવસ.
જહાં ( ફા. ) જહાં=કૂદનાર, ચલાયમાન. દુનિયા અનિત્ય છે માટે એ નામ પડયું: અથવા ગીહાન=સમયની સાથે સંબંધ રાખનાર ઉપરથી જગત, દુનિયા.
જહાંગીર ( ફા. ) ગિરિફ્તન=લેવું, પકડવું ઉપરથી. દુનિયા જીતનાર.
જહાનમ ( અ. ) જહંનમ. નરક, ઊંડો કૂવો. ઇબ્રાની ભાષામાં "ગેહનૂમ" શબ્દ છે, તે ઉપરથી અરબીમાં જહંનમ શબ્દ થયો છે. ગેહનૂમ=હનૂમની ખો. એ ખો યરૂશલમની દક્ષિણ દિશાએ હતી. યૂસયાહ પાદશાહના સમયની પહેલાં અહીં "માલિક" નામે એક મૂર્તિની લોકો પૂજા કરતા હતા. એ મૂર્તિ પિત્તળની હતી, ને તેના હાથ પહોળા કરેલા હતા. જાણે તે પોતાના પૂજારીઓને ખોળામાં લેવા ઇચ્છતી ન હોય ! એ મૂર્તિને અગ્નિથી ગરમ કરીને તેના ખોળામાં પોતાનાં બચ્ચાં નાખતા, અને તેમની કીકીયારી ને રડવાનો સાદ ન સંભળાય માટે ઢોલ વગાડતા. એ ઢોલને "તૂફ" કહેતા હતા, તેથી એ જગાનું નામ "તૂફત" કે "તૂફ"નું જંગલ પડયું. બાબિલનના નાશ પછી પ્રાચીન મૂર્તિપૂજાથી ડરીને યહૂદી લોકો એ જગાને નાપસંદ કરવા લાગ્યા, અને યૂસયાહ બાદશાહની સલાહથી તે જગાની ખરાબી કરી, ત્યાં આખા શહેરનો કચરો નાખી, તેને બાળવા માટે આખી રાત આગ સળગાવવા લાગ્યા. તેથી એ જગા ભયાનક ને ગંધાતી (નરક સાથે સંબંધ રાખે એવી) થઈ ગઈ, ને એ ઉપરથી અરબીમાં "જહંનમ" શબ્દ થયો (લુગાતે કીરોજી).
જહાંપનાહ ( ફા. ) પનાહીદન=બચાવવું ઉપરથી. દુનિયાને બચાવનાર.

જે કો દ્રોહ કરે કવિયાંશું, દૂષણ આળ ચઢાવેજી
ખાજો તે નરને મહા માયા, વાંકા બોલ કઢાવેજી
* જે કો નિંદે, ફોકટ લુંડાં બોલેજી
મહા માયા પટરાણી હરની, ચાંચડની પેરે ચોળેજી

'ધ્રુવાખ્યાન'નો કર્તા તુલસીદાસ, અને આ તુલસીદાસ તદ્દન જુદા જુદા છે, કારણ કે 'ધ્રુવાખ્યાન'વાળો તુલસીદાસ પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૬૧૪ જણાવે છે, ત્યારે આ કાવ્યનો કર્તા પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૭૩૨ આપે છે. પહેલા કવિનુ વતન કુંદનપુર, જ્ઞાતે સારસ્વત બ્રાહ્મણ, ને પિતાનું નામ માધવદાસ આપે છે, ત્યારે આ કવિ પોતાને લીલાપુરનો રાયકવાડ બ્રાહ્મણ, ને ગણપતરામનો પુત્ર લખે છે.

પરચુરણ પદ લખનારો ત્રીજો એક તુલસીદાસ થઈ ગયો છે તે આ બે કવિઓથી જુદો હોય, એમ એનાં રચેલાં પદની ભાષા ઉપરથી માલમ પડે છે.

આ કાવ્યની કથા કહેનાર બ્યાસને, કથા કહેવાના બદલામાં બે વીઘાં જમીન મળ્યાનું, મળેલી પ્રત ઉપરથી માલમ પડે છે. આ ઉપરથી તે વખતે કવિના રચનારની, તેમ કહેનારની સારી કદર થતી હશે એમ જણાય છે.

**કવિ હરિદાસ**—આ કવિએ 'ધ્રુવાખ્યાન' નામનું કડવાંબદ્ધ કાવ્ય રચેલુ તે અદ્યાપિપર્યન્ત છપાયા વિનાનું છે. તેનાં એકન્દર ૨૨ કડવાં છે. કાવ્યને છેડે નીચે પ્રમાણે હકીકત જોવામાં આવે છે.

"સંવત્ ૧૬૨૭ વર્ષે, ધ્રુજીનું આખ્યાન કીધું,
એકાદશી રવિવાર + + +
સ્તંભતીર્થ પુર વૈકુંઠ તોલે, કવિતાનો તાંહાં વાસ,
સાંભળતાં વૈકુંઠ પદ પામે, કહે સેવક હરિદાસ."

આ ઉપરથી જણાય છે, કે વિ. સં. ૧૬૨૭ માં આ કાવ્ય રચ્યું છે, તેમ કવિ ખંભાતના વતની છે.

મહાકવિ પ્રેમાનન્દભાઇના શિષ્યમંડળમાં હરિદાસ નામના કવિ થઈ ગયા છે, તે, અને આ હરિદાસ કવિ, તદ્દન જુદા જુદા છે, કારણ કે, પ્રેમાનન્દ શિષ્ય હરિદાસ કવિ જ્યારે વિ. સં. અઢારમા સૈકામાં થયા ત્યારે આ કવિ વિ. સં. ૧૬૨૭ માં હયાત હતા.

જે કો દ્રોહ કરે કવિયાંશું, દૂષણ આળ ચઢાવેજી
ખાજો તે નરને મહા માયા, વાંકા બોલ કઢાવેજી
* * જે કો નિંદે, ફોકટ ભુંડાં બોલેજી
મહા માયા પટરાણી હરની, ચાંચડની પેરે ચોળેજી

'ધ્રુવાખ્યાન'નો કર્તા તુલસીદાસ, અને આ તુલસીદાસ તદન જુદા જુદા છે, કારણ કે 'ધ્રુવાખ્યાન'વાળો તુલસીદાસ પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૬૧૪ જણાવે છે, ત્યારે આ કાવ્યનો કર્તા પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૭૩૨ આપે છે. પહેલા કવિનું વતન કુંદનપુર, ન્નાતે સારસ્વત બ્રાહ્મણ, ને પિતાનું નામ માધવદાસ આપે છે, ત્યારે આ કવિ પોતાને લીલાપુરનો રાયકવાડ બ્રાહ્મણ, ને ગણપતરામનો પુત્ર લખે છે.

પરચુરણ પદ લખનારો ત્રીજો એક તુલસીદાસ થઈ ગયો છે તે આ બે કવિઓથી જુદો હોય, એમ એનાં રચેલાં પદની ભાષા ઉપરથી માલમ પડે છે.

આ કાવ્યની કથા કહેનાર બ્યાસને, કથા કહેવાના બદલામાં બે વીઘાં જમીન મળ્યાનું, મળેલી પ્રત ઉપરથી માલમ પડે છે. આ ઉપરથી તે વખતે કવિના રચનારની, તેમ કહેનારની સારી કદર થતી હશે એમ જણાય છે.

**કવિ હરિદાસ**—આ કવિએ 'ધ્રુવાખ્યાન' નામનું કડવાંબદ્ધ કાવ્ય રચેલું તે અદ્યાપિપર્યન્ત છપાયા વિનાનું છે. તેનાં એકન્દર ૨૨ કડવાં છે. કાવ્યને છેડે નીચે પ્રમાણે હકીકત જોવામાં આવે છે.

"સંવત ૧૬૨૭ વર્ષે, ધ્રુજીનું આખ્યાન કીધું,
એકાદશી રવિવાર + + +
સ્તંભતીર્થ પુર વૈકુંઠ તોલે, કવિતાનો તાંહાં વાસ,
સાંભળનાં વૈકુંઠ પદ પામે, કહે સેવક હરિદાસ."

આ ઉપરથી જણાય છે, કે વિ. સં. ૧૬૨૭ માં આ કાવ્ય રચ્યું છે, તેમ કવિ ખંભાતના વતની છે.

મહાકવિ પ્રેમાનન્દભાઈના શિષ્યમંડળમાં હરિદાસ નામના કવિ થઈ ગયા છે, તે, અને આ હરિદાસ કવિ, તદન જુદા જુદા છે, કારણ કે, પ્રેમાનન્દ શિષ્ય હરિદાસ કવિ જ્યારે વિ. સં. અઢારમા સૈકામાં થયા ત્યારે આ કવિ વિ. સં. ૧૬૨૭ માં હયાત હતા.

તેમાં સુખસાગર, ચરણદાસ, લક્ષ્મણદાસ, અને બાળકદાસની રચેલી કવિતા વધારે અને કંઈક સારી છે.

**કવિ નાકર**—**વિદુરની વિનતિ** નામનું એકજ રાગનું ૨૭ તુકોનું એક નાનું કાવ્ય રચ્યું છે. " વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા " વાળું.

**રણછોડભક્ત**—**રાસ** પંચાધ્યાયી નામનું આઠ કડવાંનું એક નાનું કાવ્ય એમણે બનાવ્યું છે. તેમજ **રામાયણ**ના સારનું એક નવ કડવાંનું બીજું કાવ્ય પણ તેમનુંજ બનાવેલું છે. આમાં બીજા કાવ્ય કરતાં પહેલું કાવ્ય ઘણું રસિક હોવાથી તેની ઘણી પ્રતો જોવામાં આવે છે તે વિના 'કૃષ્ણજીવણ' ના દ્વાદશ મહિના પણ આજ કવિના રચેલા છે.

**અખોભક્ત**—આ પ્રખ્યાત વેદાંતી કવિએ ગુજરાતી ભાષા ઉપરાન્ત હિન્દી ભાષામાં પણ કેટલીક વેદાંત વિષયની કવિતા રચી છે. તેમાંના ૨૩ કુંડળિયા હજુ સુધી છપાયા વિનાના હાથ આવ્યા છે.

**કવિ ભીમ**—સિદ્ધપુરના આ પ્રખ્યાત જૂના કવિની ' હરિલીલા ષોડશ કળા ' નામનું કાવ્ય, બૃ. કા. ના ચોથા ભાગમાં પ્રસિદ્ધ થયું છે, તે વિના તેમણે પોતાના નામ ઉપરથી **ભીમ**ગીતા નામનું એકજ રાગનું એક કાવ્ય રચ્યું છે તેમાં શ્રી કૃષ્ણ મહારાજે, ઓધવજી સાથે, ગોપીઓને કહાવેલો સદેશો છે. તેને છેડે લખે છે, કે

" ભવોભવ ભક્તિ દેજો, ભીમને ભાંમણે, "

**માધવદાસ**—સિદ્ધપુર પાટણના કવિ વિશ્વનાથ જાનીએ જેમ'નરસિંહ મહેતાના જીવન ચરિત્ર' નો વિષય લઈ તેમના દરેક પ્રસંગનાં જુદાં જુદાં મોટાં કાવ્ય રચ્યાં છે, તેમ આ કાયસ્થ કવિએ દશમ ભાગવતનો વિષય લઈ, તેમાંના જુદા જુદા વિષયોનાં મોટાં મોટાં કાવ્યો રચ્યાં છે. મુખ્ય કાવ્યના પેટામાં આવાં જુદાં જુદાં કાવ્યો રચનારમાં આ એજ કવિઓ હાલ માલમ પડે છે. આ પેટા કાવ્યોની હકીકત આ નીચે આપવામાં આવી છે.

૧ **ભ્રમરગીતા**—આ ૪૧ કડવાના મોટા કાવ્યમાં કવિએ પોતાની કલમ ખરેખરી અજમાવી છે, ને જેમ બને તેમ તેને રસિક કરવા માટે બાકી રાખ્યું નથી. કડવાને પ્રારમ્ભે, બીજાં કાવ્યોમાં જેમ 'વલણ' ઉથલો કે સાખીઓ જોવામાં આવે છે, તેમ આ કાવ્યમાં 'રાગ' નામનો રાગ મૂકી કડવું શરૂ કરેલું છે.

તેમાં સુખસાગર, ચરણદાસ, લક્ષ્મણદાસ, અને બાળકદાસની રચેલી કવિતા વધારે અને કંઈક સારી છે.

**કવિ નાકર**—**વિદુરની વિનતિ** નામનું એકજ રાગનું ૨૭ તુકોનું એક નાનું કાવ્ય રચ્યું છે. "વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા" વાળું.

**રણછોડભક્ત**—**રાસ** પંચાધ્યાયી નામનું આઠ કડવાંનું એક નાનું કાવ્ય એમણે બનાવ્યું છે. તેમજ **રામાયણ**ના સારનું એક નવ કડવાંનું બીજું કાવ્ય પણ તેમનુંજ બનાવેલું છે. આમાં બીજા કાવ્ય કરતાં પહેલું કાવ્ય ઘણું રસિક હોવાથી તેની ઘણી પ્રતો જોવામાં આવે છે તે વિના 'કૃષ્ણજીવણું' ના દ્વાદશ મહિના પણ આજ કવિના રચેલા છે.

**અખોભક્ત**—આ પ્રખ્યાત વેદાંતી કવિએ ગુજરાતી ભાષા ઉપરાન્ત હિન્દી ભાષામાં પણ કેટલીક વેદાંત વિષયની કવિતા રચી છે. તેમાંના ૨૩ કુંડળિયા હજુ સુધી છપાયા વિનાના હાથ આવ્યા છે.

**કવિ ભીમ**—સિદ્ધપુરના આ પ્રખ્યાત જૂના કવિની 'હરિલીલા ષોડશ કળા' નામનું કાવ્ય, બૃ. કા. ના ચોથા ભાગમાં પ્રસિદ્ધ થયું છે, તે વિના તેમણે પોતાના નામ ઉપરથી **ભીમ**ગીતા નામનું એકજ રાગનું એક કાવ્ય રચ્યું છે તેમાં શ્રી કૃષ્ણ મહારાજે, ઓધવજી સાથે, ગોપીઓને કહાવેલો સંદેશો છે. તેને છેડે લખે છે, કે

"ભવોભવ ભક્તિ દેજો, ભીમને ભાંમણે,"

**માધવદાસ**—સિદ્ધપુર પાટણના કવિ વિશ્વનાથ જાનીએ જેમ'નરસિંહ મહેતાના જીવન ચરિત્ર' નો વિષય લઈ તેમના દરેક પ્રસંગનાં જુદાં જુદાં મોટાં કાવ્ય રચ્યાં છે, તેમ આ કાયસ્થ કવિએ દશમ ભાગવતનો વિષય લઈ, તેમાંના જુદા જુદા વિષયોનાં મોટાં મોટાં કાવ્યો રચ્યાં છે. મુખ્ય કાવ્યના પેટામાં આવાં જુદાં જુદાં કાવ્યો રચનારામાં આ બેજ કવિઓ હાલ માલમ પડે છે. આ પેટા કાવ્યોની હકીકત આ નીચે આપવામાં આવી છે.

૧ **ભ્રમરગીતા**—આ ૪૧ કડવાના મોટા કાવ્યમાં કવિએ પોતાની કલમ ખરેખરી અજમાવી છે, ને જેમ બને તેમ તેને રસિક કરવા માટે બાકી રાખ્યું નથી. કડવાને પ્રારમ્ભે, બીજાં કાવ્યોમાં જેમ 'વલણ' ઉથલો કે સાખીઓ જોવામાં આવે છે, તેમ આ કાવ્યમાં 'રાગ' નામનો રાગ મૂકી કડવું શરૂ કરેલું છે.

શા કામમાં આવે ? જેનામાં જ્ઞાન છે ને કામ કરવાની દાનત છે તે એક રીત નિષ્ફળ જશે તો બીજી, તે નહિં ફાવે તો ત્રીજી એમ પ્રયત્ને પ્રયત્ને સમીચીન પદ્ધતિ શોધી કાઢશે. ઉત્તમ શિક્ષણપદ્ધતિઓ પણ એમજ શોધી કઢાઈ છે કેની? આથી પદ્ધતિ લેશ પણ અનુપયોગી છે એમ સમજવાનું નથી. તાત્પર્ય એટલુંજ છે કે એમાં જ્ઞાનની પદવી ઘણી ઊંચી છે.

**પદ્ધતિનું રહસ્ય**—વળી પદ્ધતિ પ્રમાણે અક્ષરશઃ વર્તનારા કેટલાક શિક્ષકો રહસ્ય સમજતા ન હોય એમ જણાય છે કે દેખાવ સાચવી તૃપ્ત થતા જણાય છે. શિખવવાની બાબત બને ત્યાંસુધી છોકરાઓ પાસેજ કઢાવવી અને શિક્ષકે માત્ર મદદગાર રહેવું એ એક ઉત્તમ શિક્ષણની રીત છે. ઘણાજ થોડા શિક્ષકો એ પ્રમાણે કરી શકે છે. પ્રશ્ન પૂછવાની ચાતુરી એ એ રીતનું મુખ્ય સાધન છે ને તે ચાતુરી બહુધા સ્વાભાવિક બુદ્ધિ ને કેટલેક અંશે અનુભવથી પ્રાપ્ત થાય છે. ટ્રેનિંગ કૉલેજોમાં જેમણે પદ્ધતિનું જ્ઞાન મેળવ્યું નહોતું એવા કેટલાક ઉત્તમ શિક્ષકો એજ રીતે શિક્ષણ આપતા. સૂચક પ્રશ્નદ્વારા શિખવવાની બાબત ક્રમે ક્રમે શિષ્ય પાસેજ કઢાવતા. પ્રૉ. કાથવટે બહુધા એ પદ્ધતિજ અનુસરતા. યુનિવર્સિટિની મોની પરીક્ષામાં મેં એમની સાથે પાંચેક વર્ષ કામ કીધું હતું તેમાં હમેશ એજ સૂચક પ્રશ્નપદ્ધતિથી પરીક્ષાના ઉમેદવારના જ્ઞાનની કસોટી કઢાતી. આ પદ્ધતિ પ્રમાણે શિખવતાં એકના એક શિષ્ય પર ઘણો વખત કાઢવો પડે છે; તેથી બીજા શિષ્યોનું પણ ધ્યાન સાથે સાથે આકર્ષવામાં ને વર્ગના તમામ શિષ્યના મનમાં એ બાબત ઊતરી છે કે નહિ તે તરફ લક્ષ આપવામાં શિક્ષકે ગફલત કરવી નહિ. પદ્ધતિ એમ નથી કહેતી કે નિયમો સાચવવાનો કેટલોક દેખાવ કરી તૃપ્ત થવું. સ્મરણશક્તિની હાલના જમાનામાં ગમે તેટલી અવગણના કરવામાં આવે તોપણ તે ઘણીજ ઉપયોગી છે એની તો કોઈથી ના કહેવાશેજ નહિ. વિચારશક્તિ, કલ્પનાશક્તિ, અનુમાન કરવાની શક્તિ વગેરે શક્તિઓની ખિલવટ એજ શક્તિ પર આધાર રાખે છે. માત્ર શાબ્દિક સ્મરણશક્તિ કે અબુદ્ધિપૂર્વક એ શક્તિની કેળવણી નિન્દ્ય છે. આ ઉપયોગી શક્તિ કેળવવી એ શિક્ષકનું મુખ્ય કર્તવ્ય છે. એ શક્તિ સંસ્કારથી ઉત્પન્ન થાય છે ને સંસ્કાર પ્રત્યક્ષ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. પ્રત્યક્ષ જ્ઞાન એટલે ઇન્દ્રિયજન્ય જ્ઞાન. એ જ્ઞાન જેમ અનેક

શા કામમાં આવે ? જેનામાં જ્ઞાન છે ને કામ કરવાની દાનત છે તે એક રીત નિષ્ફળ જશે તો બીજી, તે નહિ ફાવે તો ત્રીજી એમ પ્રયત્ને પ્રયત્ને સમીચીન પદ્ધતિ શોધી કાઢશે. ઉત્તમ શિક્ષણપદ્ધતિઓ પણ એમજ શોધી કઢાઈ છે કેની? આથી પદ્ધતિ લેશ પણ અનુપયોગી છે એમ સમજવાનું નથી. તાત્પર્ય એટલુંજ છે કે એમાં જ્ઞાનની પદવી ઘણી ઉંચી છે.

**પદ્ધતિનું રહસ્ય**—વગી પદ્ધતિ પ્રમાણે અક્ષરશઃ વર્તનારા કેટલાક શિક્ષકો રહસ્ય સમજતા ન હોય એમ જણાય છે કે દેખાવ સાચવી તૃપ્ત થતા જણાય છે. શિખવવાની બાબત બને ત્યાંસુધી છોકરાઓ પાસેજ કઢાવવી અને શિક્ષકે માત્ર મદદગાર રહેવું એ એક ઉત્તમ શિક્ષણની રીત છે. ઘણાજ થોડા શિક્ષકો એ પ્રમાણે કરી શકે છે. પ્રશ્ન પૂછવાની ચાતુરી એ એ રીતનું મુખ્ય સાધન છે ને તે ચાતુરી બહુધા સ્વાભાવિક બુદ્ધિ ને કેટલેક અંશે અનુભવથી પ્રાપ્ત થાય છે. ટ્રેનિંગ કૉલેજોમાં જેમણે પદ્ધતિનું જ્ઞાન મેળવ્યું નહોતું એવા કેટલાક ઉત્તમ શિક્ષકો એજ રીતે શિક્ષણ આપતા. સૂચક પ્રશ્નદ્વારા શિખવવાની બાબત ક્રમે ક્રમે શિષ્ય પાસેજ કઢાવતા. પ્રૉ. કાથવટે બહુધા એ પદ્ધતિજ અનુસરતા. યુનિવર્સિટિની મોની પરીક્ષામાં મેં એમની સાથે પાંચેક વર્ષ કામ કીધું હતું તેમાં હમેશ એજ સૂચક પ્રશ્નપદ્ધતિથી પરીક્ષાના ઉમેદવારના જ્ઞાનની કસોટી કઢાતી. આ પદ્ધતિ પ્રમાણે શિખવતાં એકના એક શિષ્ય પર ઘણો વખત કાઢવો પડે છે; તેથી બીજા શિષ્યોનું પણ ધ્યાન સાથે સાથે આકર્ષવામાં ને વર્ગના તમામ શિષ્યના મનમાં એ બાબત ઉતરી છે કે નહિ તે તરફ લક્ષ આપવામાં શિક્ષકે ગફલત કરવી નહિ. પદ્ધતિ એમ નથી કહેતી કે નિયમો સાચવવાનો કેટલોક દેખાવ કરી તૃપ્ત થવું. સ્મરણશક્તિની હાલના જમાનામાં ગમે તેટલી અવગણના કરવામાં આવે તોપણ તે ઘણીજ ઉપયોગી છે એની તો કોઈથી ના કહેવાશેજ નહિ. વિચારશક્તિ, કલ્પનાશક્તિ, અનુમાન કરવાની શક્તિ વગેરે શક્તિઓની ખિલવટ એજ શક્તિ પર આધાર રાખે છે. માત્ર શાબ્દિક સ્મરણશક્તિ કે અબુદ્ધિપૂર્વક એ શક્તિની કેળવણી નિન્દ્ય છે. આ ઉપયોગી શક્તિ કેળવવી એ શિક્ષકનું મુખ્ય કર્તવ્ય છે. એ શક્તિ સંસ્કારથી ઉત્પન્ન થાય છે ને સંસ્કાર પ્રત્યક્ષ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. પ્રત્યક્ષ જ્ઞાન એટલે ઇન્દ્રિયજન્ય જ્ઞાન. એ જ્ઞાન જેમ અનેક

**પ્રશ્નપત્ર**—અત્ર પ્રશ્નપત્ર વિષે પણ થોડુંક કહેવું અનુચિત નથી. પ્રશ્નપત્રથી પરીક્ષક ઉમેદવારની પરીક્ષા કરે છે એમ સામાન્ય રીતે મનાય છે; પણ એ પણ ભૂલવાનું નથી કે એથી પરીક્ષકની પણ પરીક્ષા થાય છે કેટલાંક પ્રશ્નપત્ર ઘણા લાંબા હોય છે તો કેટલાંક ટુંકાં હોય છે, કેટલાંક ઘણા સહેલાં હોય છે તો કેટલાંક ઘણા કઠણ હોય છે. ભભકાભેર પ્રશ્ન કાઢવા ને પોતે ઘણા વિદ્વાન્ છે એવો ભાસ પ્રશ્નપત્ર પરથી આપવો એમજ કેટલાક પરીક્ષકો માનતા જણાય છે યુનિવર્સિટિના કૅલેન્ડરો વાંચતાં કેટલીક વખત એમ લાગે છે કે આવા પ્રશ્નપત્રના ઉત્તર આપી ઉંચી પરીક્ષાઓમાં પાસ થયેલા કેવા વિદ્વાન્ હશે ! પણ વસ્તુસ્થિતિ એવી હોય છે ને પરીક્ષકો જાતેજ તે પ્રમાણે કહે પણ છે કે પ્રશ્નપત્ર તપાસવામા મ્હેમનજર રાખી છે પરન્તુ એ તો પરીક્ષા નહિ, પણ ફારસ છે. પ્રશ્નપત્ર અતિશય કઠણ કાઢી તેને તપાસવામા દયા રાખવી ને ઉમારો ન થાય એમ કામ કરવું એ, યોગ્ય પરીક્ષા કહેવાયજ નહિ. પ્રશ્નપત્ર અઘરું હોય તો ઘણા શિષ્યોની શક્તિની બહાર હોવાથી તેમના લખાણમાં કંઈ ભેદ કરવા જેવું કે પરીક્ષા કરવા જેવું રહેતુંજ નથી. પછી તો ગમે તેમ માર્કો માંડી ઉમારો ન થાય તેની તજવીજ કરવા તરફજ પરીક્ષકનુ લક્ષ રહે છે. વળી વધારે નવાઈની વાત તો એ છે કે એમ. એ જેવી પરીક્ષામા કેટલાક પરીક્ષકો એમ પણ કહેતા શરમાતા નથી કે ઉમેદવાર પાસેથી અમુક બાબતનું જ્ઞાન મેળવવા માટે અમે એવા પ્રશ્નો કાઢ્યા છે. આ તો ધૃષ્ટતા ને નિર્લજ્જતાની પરિસીમાજ છે

**નમુનાદાર પ્રશ્નપત્ર**—ઉત્તમ પ્રશ્નપત્રમાં નીચેનાં લક્ષણો સચવાવાં જોઈએ.—

૧. ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ઠ ત્રણે વર્ગના ઉમેદવારોની પરીક્ષા થાય એવા પ્રશ્ન જોઈએ. અર્થાત્, કેટલાક સાધારણ બુદ્ધિવાળા ને તૈયારીવાળા જવાબ દઈ શકે એવા, કેટલાક તેથી ચઢતા, ને કેટલાક ઉત્તમ વર્ગના ઉમેદવારનુ જ્ઞાન ને બુદ્ધિની કસોટી કરે એવા પ્રશ્નો જોઈએ

૨. સારી તૈયારીવાળા ઉમેદવારને દરેક પ્રશ્ન લખતાં કેટલો વખત જશે એ વિચારતાં પ્રશ્નપત્ર નિર્મિત સમયમાં લખી શકાય એવડુંજ જોઈએ. તેથી ટુંકું પણ નહિ, તેમજ લાંબું પણ નહિ કેટલાંક પ્રશ્નપત્રો એટલા બધા લાંબાં હોય છે કે સારી તૈયારીવાળા ઉમેદવારો

**પ્રશ્નપત્ર**—અત્ર પ્રશ્નપત્ર વિષે પણ થોડુંક કહેવું અનુચિત નથી. પ્રશ્નપત્રથી પરીક્ષક ઉમેદવારની પરીક્ષા કરે છે એમ સામાન્ય રીતે મનાય છે; પણ એ પણ ભૂલવાનું નથી કે એથી પરીક્ષકની પણ પરીક્ષા થાય છે. કેટલાંક પ્રશ્નપત્ર ઘણાં લાંબાં હોય છે તો કેટલાંક ટુંકાં હોય છે; કેટલાંક ઘણા સહેલાં હોય છે તો કેટલાંક ઘણા કઠણ હોય છે. ભભકાભેર પ્રશ્ન કાઢવા ને પોતે ઘણા વિદ્વાન્ છે એવો ભાસ પ્રશ્નપત્ર પરથી આપવો એમજ કેટલાક પરીક્ષકો માનતા જણાય છે. યુનિવર્સિટિના કૅલેન્ડરો વાંચનાં કેટલીક વખત એમ લાગે છે કે આવાં પ્રશ્નપત્રના ઉત્તર આપી ઉંચી પરીક્ષાઓમાં પાસ થયલા કેવા વિદ્વાન હશે ! પણ વસ્તુસ્થિતિ એવી હોય છે ને પરીક્ષકો જાતેજ તે પ્રમાણે કહે પણ છે કે પ્રશ્નપત્ર તપાસવામાં રહેમનજર રાખી છે. પરંતુ એ તો પરીક્ષા નહિ, પણ ફારસ છે. પ્રશ્નપત્ર અતિશય કઠણ કાઢી તેને તપાસવામાં દયા રાખવી ને ઉભારો ન થાય એમ કામ કરવું એ યોગ્ય પરીક્ષા કહેવાયજ નહિ. પ્રશ્નપત્ર અઘરૂં હોય તો ઘણા શિષ્યોની શક્તિની બહાર હોવાથી તેમના લખાણમાં કંઈ ભેદ કરવા જેવું કે પરીક્ષા કરવા જેવું રહેતુંજ નથી. પછી તો ગમે તેમ માર્કો માંડી ઉભારો ન થાય તેની તજવીજ કરવા તરફજ પરીક્ષકનું લક્ષ રહે છે. વળી વધારે નવાઈની વાત તો એ છે કે એમ. એ. જેવી પરીક્ષામાં કેટલાક પરીક્ષકો એમ પણ કહેતાં શરમાતા નથી કે ઉમેદવાર પાસેથી અમુક બાબતનું જ્ઞાન મેળવવા માટે અમે એવા પ્રશ્નો કાઢ્યા છે. આ તો ધૃષ્ટતા ને નિર્લજ્જતાની પરિસીમાજ છે.

**નમુનાદાર પ્રશ્નપત્ર**—ઉત્તમ પ્રશ્નપત્રમાં નીચેનાં લક્ષણો સચવાવાં જોઈએઃ—

૧. ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ઠ ત્રણે વર્ગના ઉમેદવારોની પરીક્ષા થાય એવા પ્રશ્ન જોઈએ. અર્થાત્, કેટલાક સાધારણ બુદ્ધિવાળા ને તૈયારીવાળા જવાબ દઈ શકે એવા, કેટલાક તેથી ચઢતા, ને કેટલાક ઉત્તમ વર્ગના ઉમેદવારનું જ્ઞાન ને બુદ્ધિની કસોટી કરે એવા પ્રશ્નો જોઈએ.

૨. સારી તૈયારીવાળા ઉમેદવારને દરેક પ્રશ્ન લખતાં કેટલો વખત જશે એ વિચારતાં પ્રશ્નપત્ર નિર્મિત સમયમાં લખી શકાય એવડુંજ જોઈએ. તેથી ટુંકું પણ નહિ, તેમજ લાંબું પણ નહિ. કેટલાંક પ્રશ્નપત્રો એટલા બધા લાંબાં હોય છે કે સારી તૈયારીવાળા ઉમેદવારો

વિષે શિષ્યમાં અભિરુચિ ઉત્પન્ન કરનાર શિક્ષકો' સર્વત્ર વિરલજ છે. પ્રાથમિક શાળાથી તે કૉલેજપર્યન્તના શિક્ષણમાં દરેક શિષ્યને એવા થોડાક શિક્ષકો મળ્યા હોય છે ને તેમને તે જન્મપર્યન્ત સંભારે છેજ. સામાન્ય શિક્ષકવર્ગ પરીક્ષાને ઉદ્દેશીનેજ પોતાનું શિક્ષણ આપે છે. આજ કારણથી પરીક્ષકની જવાબદારી ઘણી વધે છે ને તે તેણે સમજવીજ જોઈએ.

અપૂર્ણ.

---

# કાવ્ય ને શાસ્ત્રના વિનોદો.

(ચાલુ પુ ૪૯ પૃ ૪૫૫ થી)

## ૫. અન્યોક્તિ કે અપ્રસ્તુતપ્રશંસાનાં સુંદર ઉદાહરણ.

કેટલીક અન્યોક્તિ એટલે અપ્રસ્તુતપ્રશંસા ( અપ્રસ્તુતના વર્ણનથી જેમાં પ્રસ્તુત ગમ્યમાન થાય એવા) અલંકારના દાખલા, જેમાંથી સારો ઉપદેશ મળે એવા નીચે આપ્યા છેઃ—

रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयतः-
अम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैकादृशाः ।
केचिद् वृष्टिभिरार्द्रयन्ति धरणीं गर्जन्ति केचिद् वृथा
यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ॥

હે ચાતક, હે મિત્ર, સાવધાન મનથી ક્ષણવાર સાંભળ; ખરેખર, આકાશમાં ઘણા વાદળો છે; પણ તે સર્વે એક સરખાં નથી કેટલાંક વૃષ્ટિથી પૃથ્વીને આર્દ્ર–ભીની કરી નાંખે છે, ને કેટલાંક વૃથા ગર્જના કરે છે; માટે તું જેને જેને જુએ છે તેની તેની આગળ દીન વાણી મા વદ.

સ્વાભિમાન છોડી જેની તેની ખુશામત કરનારાઓની દુનીઆમાં ખોટ નથી, તેઓને કવિ ભર્તૃહરિ ચાતકની અન્યોક્તિથી ઉત્તમ ઉપદેશ આપે છે.

अस्यां सखे बधिरलोकनिवासभूमौ
किं कूजितेन किल कोकिल कोमलेन ।

વિષે શિષ્યમાં અભિરુચિ ઉત્પન્ન કરનાર શિક્ષકો સર્વત્ર વિરલજ છે. પ્રાથમિક શાળાથી તે કૉલેજપર્યન્તના શિક્ષણમાં દરેક શિષ્યને એવા થોડાક શિક્ષકો મળ્યાં હોય છે ને તેમને તે જન્મપર્યન્ત સંભારે છેજ. સામાન્ય શિક્ષકવર્ગ પરીક્ષાને ઉદ્દેશીનેજ પોતાનું શિક્ષણ આપે છે. આજ કારણથી પરીક્ષકની જવાબદારી ઘણી વધે છે ને તે તેણે સમજવીજ જોઈએ.

અપૂર્ણ.

---

# કાવ્ય ને શાસ્ત્રના વિનોદો.

( ચાલુ પુ. ૪૯ પૃ. ૪૫૫ થી).

## ૫. અન્યોક્તિ કે અપ્રસ્તુતપ્રશંસાનાં સુંદર ઉદાહરણ.

કેટલીક અન્યોક્તિ એટલે અપ્રસ્તુતપ્રશંસા ( અપ્રસ્તુતના વર્ણનથી જેમાં પ્રસ્તુત ગમ્યમાન થાય એવા) અલંકારના દાખલા, જેમાંથી સારો ઉપદેશ મળે એવા નીચે આપ્યા છેઃ—

रे रे चातक सावधानमनसा मित्र क्षणं श्रूयतः-
अम्भोदा बहवो हि सन्ति गगने सर्वेऽपि नैकादृशाः ।
केचिद् वृष्टिभिरार्द्रयन्ति धरणीं गर्जन्ति केचिद् वृथा
यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः ॥

હે ચાતક, હે મિત્ર, સાવધાન મનથી ક્ષણવાર સાંભળ; ખરેખર, આકાશમાં ઘણાં વાદળો છે; પણ તે સર્વે એક સરખાં નથી. કેટલાંક વૃષ્ટિથી પૃથ્વીને આર્દ્ર–ભીની કરી નાંખે છે; ને કેટલાંક વૃથા ગર્જના કરે છે; માટે તું જેને જેને જુએ છે તેની તેની આગળ દીન વાણી મા વદ.

સ્વાભિમાન છોડી જેની તેની ખુશામત કરનારાઓની દુનીઆમાં ખોટ નથી, તેઓને કવિ ભર્તૃહરિ ચાતકની અન્યોક્તિથી ઉત્તમ ઉપદેશ આપે છે.

अस्यां सखे बधिरलोकनिवासभूमौ
किं कूजितेन किल कोकिल कोमलेन ।

દંડી પ્રમાણે આ અપ્રસ્તુતપ્રશંસા છે. અપ્પય્યદીક્ષિત એને વ્યાજસ્તુતિ (જેમાં નિન્દાથી સ્તુતિ ને સ્તુતિથી નિન્દા ગમ્યમાન થાય એવો અલંકાર) ગણે છે. હરિણની સ્તુતિથી રાજ સેવાથી કંટાળેલા પુરુષની નિન્દા અભિવ્યક્ત થાય છે.

**यातेष्वल्पचिरान्निदाघमिहिरज्वालाशतैः शुष्कतां**
**गन्ता कं प्रति पान्थसन्ततिरसौ संतापमालाकुला ।**
**एवं यस्य निरन्तराधिपटलैर्नित्यं वपुः क्षीयते**
**धन्यं जीवनमस्य मार्गसरसो धिग्वारिधीनां जनुः ॥**

હું જ્યારે થોડા વખતમાં ગ્રીષ્મકાળના સૂર્યની સેંકડો જ્વાલાથી સુકાઈ જઈશ ત્યારે અતિશય સંતાપથી આકુળ થયલો આ પાન્થસમૂહ કોની પાસે (સંતાપ સમાવવા) જશે એમ નિરન્તર આધિસમૂહથી જેનું શરીર નિત્ય ક્ષીણ થાય છે તે પાન્થના માર્ગમાં આવેલા સરોવરનું જીવન (પાણી ને જીંદગી)ને ધન્ય છે; સમુદ્રના જન્મને ધિક્કાર છે, કેમકે એનું પાણી કંઈ કામનું નથી.

અર્થાત્, **परोपकाराय सतां विभूतयः**—સત્પુરુષોનો વૈભવ આત્મસુખ માટે નથી; પરંતુ પરોપકારને અર્થેજ છે.

**परार्थे यः पीडामनुभवति भङ्गेऽपि मधुरो**
**यदीयः सर्वेषामिह खलु विकारोऽप्यभिमतः ।**
**न संप्राप्तो वृद्धिं स यदि भृशमक्षेत्रपतितः**
**किमिक्षोर्दोषोऽयं न पुनरगुणाया मरुभुवः ॥**

જે ઇક્ષુ—શેરડી અન્યને માટે પીડા અનુભવે છે, ભાંગીએ છીએ તો પણ મધુર છે, જેનો વિકાર પણ (ગોળ, ખાંડ વગેરે) સર્વને અભિમત છે, તે જો વારંવાર અયોગ્ય ક્ષેત્રમાં પડવાથી વૃદ્ધિ પામે નહિ તો તેમાં શું ઇક્ષુનો દોષ છે ને ગુણરહિત મરુભૂમિનો—મારવાડની જલરહિત ભૂમિનો દોષ નથી!

ગુણવાન્ પણ અસ્થાને હોય તો તેના ગુણની કદર નજ થાય.

અપૂર્ણ.

---

દંડી પ્રમાણે આ અપ્રસ્તુતપ્રશંસા છે. અપ્પય્યદીક્ષિત એને વ્યાજ-સ્તુતિ (જેમાં નિન્દાથી સ્તુતિ ને સ્તુતિથી નિન્દા ગમ્યમાન થાય એવો અલંકાર) ગણે છે. હરિણની સ્તુતિથી રાજ સેવાથી કંટાળેલા પુરુષની નિન્દા અભિવ્યક્ત થાય છે.

यातेऽमय्यचिरान्निदाघमिहिरज्वालाशतैः शुष्कतां
गन्ता कं प्रति पान्थसन्ततिरसौ संतापमालाकुला ।
एवं यस्य निरन्तराधिपटलैर्नित्यं वपुः क्षीयते
धन्यं जीवनमस्य मार्गसरसो धिग्वारिधीनां जनुः ॥

હું જ્યારે થોડા વખતમાં ગ્રીષ્મકાળના સૂર્યની સેંકડો જ્વાલાથી સુકાઈ જઈશ ત્યારે અતિશય સંતાપથી આકુળ થયલો આ પાન્થસમૂહ કોની પાસે (સંતાપ સમાવવા) જશે એમ નિરન્તર આધિસમૂહથી જેનું શરીર નિત્ય ક્ષીણ થાય છે તે પાન્થના માર્ગમાં આવેલા સરોવરનું જીવન (પાણી ને જીંદગી) ને ધન્ય છે; સમુદ્રના જન્મને ધિક્કાર છે, કેમકે એનું પાણી કંઈ કામનું નથી.

અર્થાત્, परोपकाराय सतां विभूतयः—સત્પુરુષોનો વૈભવ આત્મસુખ માટે નથી; પરંતુ પરોપકારને અર્થેજ છે.

परार्थे यः पीडामनुभवति भङ्गेऽपि मधुरो
यदीयः सर्वेषामिह खलु विकारोऽप्यभिमतः ।
न संप्राप्तो वृद्धिं स यदि भृशमक्षेत्रपतितः
किमिक्षोर्दोषोऽयं न पुनरगुणाया मरुभुवः ॥

જે ઇક્ષુ—શેરડી અન્યને માટે પીડા અનુભવે છે, ભાંગીએ છીએ તો પણ મધુર છે, જેનો વિકાર પણ (ગોળ, ખાંડ વગેરે) સર્વને અભિમત છે, તે જો વારંવાર અયોગ્ય ક્ષેત્રમાં પડવાથી વૃદ્ધિ પામે નહિ તો તેમાં શું ઇક્ષુનો દોષ છે ને ગુણરહિત મરુભૂમિનો—મારવાડની જલરહિત ભૂમિનો દોષ નથી!

ગુણવાન્ પણ અસ્થાને હોય તો તેના ગુણની કદર નજ થાય.

અપૂર્ણ.

---

પતિ વદે હસ્ત ગ્રહી સતીના,
ઓષ્ઠો ચુમી જે નિધિ છે રતિના;
" ભલે કરો તેમ " નથી વિશેષ,
નાવો ગ્રહ્યાં દંપતીએ અકેક. ૬
પત્ની પતિ બે જણ સાથ ચાલે,
ને નાવને યોગ્ય હલેસું મારે;
જરાક છોળો થકી ભિન્ન થાય,
પાછાં થતાં શાન્ત સમાન થાય. ૭

## रथोद्धता.

દૂર જાય દરિયા મહી તહીં,
હર્ષ પામી મનમાં જરી તરી;
બેઉ સાથ જળ બા'ર નીસરે,
થોડી વાર સહુ દુઃખ વીસરે. ૮
એમ નિત્ય નવલા ક્રીડા કરે,
નાવ નિજ લઈ અબ્ધિમાં ફરે;
જેમ જોડું વળી દેવનું ખરે,
લૈ' વિમાન ગગને શું સંચરે! ૯
એક દિન સમી સાંજની સમે,
અબ્ધિનીર અતિશામળું દીસે;
મચ્છ હર્ષ ધરી ઠેક મારતા,
ક્ષુદ્ર પ્રાણીવ્યૂહને નસાડતા. ૧૦
વારિધી કર પછાડી કારમા,
તીર સાથ ભળતા વિકારમાં;
ગેન માંહીં ધ્વનિ તે તણો થતો,
સિંહ શબ્દ મહિ તે ભળી જતો. ૧૧
તે સમે સતી પતિસમીપમાં,
આવી બેઠી લઈ હસ્ત હેતમાં;
જોઈ થૈ લીન પતિ મુખેન્દુમાં,
ભાવ જાણી પતિ કે' મજાકમાં. ૧૨

પતિ વદે હસ્ત ગ્રહી સતીના,
ઓષ્ઠો ચુમી જે નિધિ છે રતિના;
"ભલે કરો તેમ" નથી વિશેષ,
નાવો ગ્રહ્યાં દંપતીએ અશેષ. ૬
પત્ની પતિ એ જણ સાથ ચાલે,
ને નાવને યોગ્ય હલેસું મારે;
જરાક છોળો થકી ભિન્ન થાય,
પાછાં થતાં શાન્ત સમાન થાય. ૭

## रथोद्धता.

દૂર જાય દરિયા મહી તહીં,
હર્ષ પામી મનમાં જરી તરી;
બેઉ સાથ જળ બા'ર નીસરે,
થોડી વાર સહ દુઃખ વીસરે. ૮
એમ નિત્ય નવલા ક્રીડા કરે,
નાવ નિજ લઈ અબ્ધિમાં ફરે;
જેમ જોડું વળી દેવનું ખરે,
હંસ' વિમાન ગગને શું સંચરે ! ૯
એક દિન સમી સાંજની સમે,
અબ્ધિનીર અતિશામળું દીસે;
મચ્છ હર્ષ ધરી ઠેક મારતા,
ક્ષુદ્ર પ્રાણીવ્યૂહને નસાડતા. ૧૦
વારિધી કર પછાડી કારમા,
તીર સાથ ભળતા વિકારમાં;
ગેન માંહીં ધ્વનિ તે તણો થતો,
સિંહ શબ્દ મહિ તે ભળી જતો. ૧૧
તે સમે સતી પતિસમીપમાં,
આવી બેઠી લઈ હસ્ત હેતમાં;
જોઈ થૈ લીન પતિ મુખેન્દુમાં,
ભાવ જાણી પતિ કે' મજાકમાં. ૧૨

સુધાંશુ નિસ્તેજ બન્યો અરેરે !
ભાઈ સહુનો ઉદયાસ્ત છે રેઃ— ૧૯

ન સુખમાં હર્ષ જરાક માનો,
ન દુઃખ આવ્યે દિલમાં દુખાઓ;
ન રોજ ને રોજ સુખો દુખો રે',
આવે પ્રસંગે વળિ ને ટળે છે. ૨૦

## अनुष्टुम्.

ગઈ રાત્રી થયું વા'ણું પક્ષી કોલાહલે કરે,
ના રાત્રી વાત થૈ પૂર્ણ તેવે સ્ત્રી વાણિ ઉચ્ચરે. ૨૧

## रथोद्धता.

"નાથ નાથ ફરવું મ્હને ગમે,
સિન્ધુમાં શુભ [1]નિશાન્તને સમે;
વાત ચિત્તહર શાન્ત વાય છે,
કેક લોકગણથી ન'વાય છે. ૨૨

* * * * * *

## अनुष्टुम्.

રોજનાથી જુદો દીસે આજનો દિનતો મ્હને
અબ્ધિમાં ફરવું તે તો નથી કે ગમતું મ્હને," ૨૩

## उपजाति.

"છતાં રૂડાં વાક્ય થકી ત્હમારા,
દિસંત શા સુન્દ તાણ્યું અસારા;"
લીધું વદી નાવ સુવર્ણવર્ણું,
જે છે પડેલું રવિ કિર્ણે શાર્ણું. ૨૪

નાવો મ્હલાં ને કટિ [2]વસ્ત્ર બાંધ્યાં,
સમુદ્ર-તીરે ઝટ અગ્ર વાધ્યાં;

---

૧ નિશાન્ત=પ્રભાત. ૨ સહજ ગ્રામ્ય વિચાર.

સુધાંશુ નિસ્તેજ બન્યો અરેરે !
ભાઈ સહુનો ઉદયાસ્ત છે રે:— ૧૯

ન સુખમાં હર્વે જરાક માનો,
ન દુઃખ આવ્યે દિલમાં દુખાઓ;
ન રોજ ને રોજ સુખો દુખો રે',
આવે પ્રસંગે વળિ ને ટળે છે. ૨૦

### अनुष्टुम्.

ગઈ રાત્રી થયું વા'ણું પક્ષી કોલાહલે કરે,
ના રાત્રી વાત થૈ પૂરું તેવે સ્ત્રી વાણિ ઉચરે. ૨૧

### रथोद्धता.

"નાથ નાથ ફરવું મ્હને ગમે,
સિન્ધુમાં શુભ [1]નિશાન્તને સમે;
વાત ચિત્તહર શાન્ત વાય છે,
કૈંક લોકગણથી ન'વાય છે. ૨૨

* * * * *

### अनुष्टुम्.

રોજનાથી જુદો દીસે આજનો દિનતો મ્હને
અબ્ધિમાં ફરવું તે તો નથી કે ગમતું મ્હને." ૨૩

### उपजाति.

"છતાં રૂડાં વાકય થકી તમારા,
વિચાર શા કામ તણા અમારા;"
લીધું વદી નાવ સુવર્ણવર્ણું,
જે છે પડેલુ રવિ કિર્ણે શર્ણું. ૨૪

નાવો ગ્રહ્યાં ને કટિ [2]વસ્ત્ર બાંધ્યાં,
સમુદ્ર-તીરે ઝટ અગ્ર વાધ્યાં;

---

[1] નિ—પ્રભાત ૨ સજ્જ ગ્રામ્ય વિચાર

### अनुष्टुभ्.

પતિના મુખના શબ્દો છેલ્લા તે સર્વે સાંભળી;
દુઃખ વજ્રથી છેદાતી લતાવત્ નાવમાં ઢળી. ૩૩

પૂરપાટીથી આવન્તાં મોજાંનાં વારિને ગ્રહી,
સિંચી સિંચી તહીં તેણે નારીને શાન્ત ત્યાં કરી. ૩૪

### इन्द्रवज्रा.

ત્યાં બોલવા નારી પ્રયાસ થાતાં,
છોગો થકી નવ ગયાં તણાતાં;
તુ વાત તેવી સુણ મુજ *મિત્રા,
" गतिर्विधातुः कथिता विचित्रा. ૩૫

નથી સબંધી નથી કો વિરોધી,
ના છોડ ભાઈ ભ્રમકેરી પોથી;
સહુ સબંધી સહુ છે વિરોધી,
મળ્યુ બધુ અત્ર ઋણાનુબન્ધી. " ૩૬

### अनुष्टुभ्.

છૂટાં બેઉ થયા એ તો ભિન્ન ભિન્ન દિશા ગયાં;
મળો કે ના મળો ભાઈ, અત્યારે તો છૂટાં થયાં. ૩૭

### द्रुतविलम्बित.

જગતમાં જન સર્વની આ ગતિ,
બનતિ એમ કહે મુજની મતિ;
સુણી અનુભવી આપ બનો સુખી,
મગનલાલ કુતૂહલથી લખે. ૩૮

---

* મિત્રનુ સંબોધન, પણ હે મિત્ર, એવા અર્થમાં.

### अनुष्टुभ्.

પતિના મુખના શબ્દો છેલ્લા તે સર્વે સાંભળી;
દુઃખ વજ્રથી છેદાતી લતાવત્ નાવમાં ઢળી. ૩૩

પૂરપાટીથી આવન્તાં મોજાંનાં વારિને ગ્રહી,
સિંચી સિંચી તહીં તેણે નારીને શાન્ત ત્યાં કરી. ૩૪

### इन्द्रवज्रा.

ત્યાં બોલવા નારી પ્રયાસ થાતાં,
છોળો થકી નલ ગયાં તણાતાં;
તુ વાત તેવી સુણુ મુજ *મિત્રા,
“ गतिर्विधातुः कथिता विचित्रा. ૩૫

નથી સબંધી નથી કો વિરોધી,
ના છોડ ભાઈ ભ્રમકેરી પોથી;
સહુ સબંધી સહુ છે વિરોધી,
મળ્યુ બધુ અત્ર ઋણાનુબન્ધી. ” ૩૬

### अनुष्टुभ्.

છૂટાં બેઉ થયા એ તો ભિન્ન ભિન્ન દિશા ગયાં;
મળો કે ના મળો ભાઈ, અત્યારે તો છૂટાં થયાં. ૩૭

### द्रुतविलम्बित.

જગતમાં જન સર્વની આ ગતિ,
બનતિ એમ કહે મુજની મતિ;
સુણી અનુભવી આપ બનો સુખી,
મગનવાન કુતૂહલથી લખે. ૩૮

---

* મિત્રનુ સંબોધન, પણ હે મિત્ર, એવા અર્થમાં.

૪. માનવી રાજ્યકારભારમાં દરેક જમાનામાં અને દરેક ઠેકાણે જે મુશ્કેલીઓ નડે છે તે મુશ્કેલીઓ હિંદુસ્તાનમાં પણ દિવસે દિવસે ઉભી થતી ગઈ છે. તે મુશ્કેલીઓ સામે બ્રિટિશ રાજ્યના નોકરોએ મહેનતથી, હિમ્મતથી, તથા ધીરજથી તથા ઊંડા વિચારથી, અને કદી પણ શિથિલ પડયો ન હોય અથવા ડગમગ્યો ન હોય એવા નિશ્ચયથી બાથ ભીડી છે. ભૂલો થઈ હોય તો અમારા પ્રતિનિધિઓએ તે સુધારવા માટે મહેનત લેવામાં અથવા આત્મભોગ આપવામાં કાંઈ પણ કચાસ રાખી નથી. અધિકારનો દુરુપયોગ થવાનું પુરવાર કરવામાં આવ્યું હોય તો તે વખતે યોગ્ય ઉપાય કરવાને મજબુત હાથે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૫. દુકાળ અને મરકીની આફત દૂર કરવાની ગુપ્ત કુનેહ કોઈ પણ સામ્રાજ્યના હાથમાં નથી, પણ કુદરતી ભયંકર આફતોનું સંકટ ઓછું કરવા માટે અનુભવી અધિકારીઓએ પોતાની કુશળતા તથા એકનિષ્ઠાથી બની શકે તેટલું કર્યું છે.

૬. તમારા દેશમાં આગળ કદી પણ નહિ જણાયલી તેવી લાંબી મુદ્દત સુધી તમે તમારી સરહદની લડાઈઓની ભયંકર આફતોમાંથી બચી જવા પામ્યા છો. તમારા દેશમાં શાંતિ અખંડ જળવાઈ રહી છે.

૭. સન ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરામાં મહારાણી વિક્ટોરીઆએ હિંદુસ્તાનના સુલેહભરેલા ઉદ્યોગને ઉત્તેજન આપવાની, સાર્વજનિક ઉપયોગ તથા સુધારણાનાં કામો ખિલવવાની, અને તે દેશના સઘળા લોકોના હિત સારૂ રાજ્યકારભાર ચલાવવાની પોતાની ઉત્કંઠા સંબંધી ઉદાર અભયવચન આપ્યું છે.

૮. તમારી ઐહિક સુખશાંતિ તથા વૃદ્ધિ કરવા માટે જે યોજનાઓ ખંતથી તૈયાર કરીને અમલમાં મૂકવામાં આવી છે અને જે યોજનાઓ મહત્ત્વ અને સાહસના સંબંધમાં અપૂર્વ છે, તે યોજનાઓ આ અભયવચન કેટલા ઉત્સાહથી પાળવામાં આવ્યું છે તેનો પ્રત્યક્ષ પુરાવો પૂરો પાડે છે.

૯. ખંડિયા રાજા તથા બીજા રાજકર્તાઓના હક તથા માનમરતબાનું આદરપૂર્વક રક્ષણ કરવામાં આવ્યું છે, તથા તે જાળવી રાખવામાં આવ્યા છે; અને તેમની રાજનિષ્ઠા તથા વફાદારી જેવી ને તેવી અચળ રહી છે.

૪. માનવી રાજ્યકારભારમાં દરેક જમાનામાં અને દરેક ઠેકાણે જે મુશ્કેલીઓ નડે છે તે મુશ્કેલીઓ હિંદુસ્તાનમાં પણ દિવસે દિવસે ઉભી થતી ગઈ છે. તે મુશ્કેલીઓ સામે બ્રિટિશ રાજ્યના નોકરોએ મહેનતથી, હિમ્મતથી, તથા ધીરજથી તથા ઊંડા વિચારથી, અને કદી પણ શિથિલ પડયો ન હોય અથવા ડગમગ્યો ન હોય એવા નિશ્ચયથી બાથ ભીડી છે. ભૂલો થઈ હોય તો અમારા પ્રતિનિધિઓએ તે સુધારવા માટે મહેનત લેવામાં અથવા આત્મભોગ આપવામાં કાંઈ પણ કચાસ રાખી નથી. અધિકારનો દુરુપયોગ થવાનું પુરવાર કરવામાં આવ્યું હોય તો તે વખતે યોગ્ય ઉપાય કરવાને મજબુત હાથે પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૫. દુકાળ અને મરકીની આફત દૂર કરવાની શુભ કુનેહ કોઈ પણ સામ્રાજ્યના હાથમાં નથી, પણ કુદરતી ભયંકર આફતોનું સંકટ ઓછું કરવા માટે અનુભવી અધિકારીઓએ પોતાની કુશળતા તથા એકનિષ્ઠાથી બની શકે તેટલું કર્યું છે.

૬. તમારા દેશમાં આગળ કદી પણ નહિ જણાયલી તેવી લાંબી મુદ્દત સુધી તમે તમારી સરહદની લડાઈઓની ભયંકર આફતોમાંથી બચી જવા પામ્યા છો. તમારા દેશમાં શાંતિ અખંડ જળવાઈ રહી છે.

૭. સન ૧૮૫૮ ના મહાન્ ઢંઢેરામાં મહારાણી વિક્ટોરીઆએ હિંદુસ્તાનના સુલેહભરેલા ઉદ્યોગને ઉત્તેજન આપવાની,, સાર્વજનિક ઉપયોગ તથા સુધારણાનાં કામો ખિલવવાની, અને તે દેશના સઘળા લોકોના હિત સારૂ રાજ્યકારભાર ચલાવવાની પોતાની ઉત્કંઠા સંબંધી ઉદાર અભયવચન આપ્યું છે.

૮. તમારી ઐહિક સુખશાંતિ તથા વૃદ્ધિ કરવા માટે જે યોજનાઓ ખંતથી તૈયાર કરીને અમલમાં મૂકવામાં આવી છે અને જે યોજનાઓ મહત્ત્વ અને સાહસના સંબંધમાં અપૂર્વ છે, તે યોજનાઓ આ અભયવચન કેટલા ઉત્સાહથી પાળવામાં આવ્યું છે તેનો પ્રત્યક્ષ પુરાવો પૂરો પાડે છે.

૯. ખંડિયા રાજા તથા બીજા રાજકર્તાઓના હક તથા માનમરતબાનું આદરપૂર્વક રક્ષણ કરવામાં આવ્યું છે, તથા તે જાળવી રાખવામાં આવ્યા છે; અને તેમની રાજનિષ્ઠા તથા વફાદારી જેવી ને તેવી અચળ રહી છે.

થતો જાય, અને હિંદુસ્તાનના તીવ્ર બુદ્ધિવાળા તથા યોગ્ય લાયકાતવાળા લોકો જોખમદારીની કીંમત અચ્છી રીતે સમજતા જાય તેમ તેમ 'સદરહુ બાબતમાં હિંદુસ્તાનની ચઢતી મક્કમરીતે અને ખાત્રીપૂર્વક' થશે એવો અમને સંપૂર્ણ ભરોસો છે અને તેજ હેતુ છે.

૧૪ પ્રથમથીજ પ્રજાકીય બંધારણનું ધોરણ ધીમે ધીમે દાખલ કરવામાં આવ્યું છે, અને હવે એવો વખત આવ્યો છે કે જ્યારે અમારા વાઇસરૉય તથા ગવર્નર જનરલ અને બીજા સલાહકારોના મત પ્રમાણે એ ધોરણમાં વધારો કરવો એ ડહાપણભરેલું થઈ પડશે.

૧૫. તમારામાંના મોભાવાળા વર્ગના લોકો બ્રિટિશ અમલને લીધે ઉત્પન્ન થયલા અને ઉત્તેજન પામેલા વિચારો ધરાવે છે, તેથી તેઓ શેહેરીઓ તરીકે સરખા હક્કોની તથા કાયદા બાંધવામાં તથા રાજ્યકારભાર ચલાવવામાં વધારે હિસ્સો મેળવવાની માગણી કરે છે. એવી માગણી યોગ્ય તજવીજ કરીને કબૂલ કરવામાં આવે તો તેથી હાલની સરકારના અધિકાર તથા અમલને નુકસાન થવાને બદલે સામી મજબુતી મળશે. રાજ્યકારભાર ચલાવનાર અમલદારોને, જે લોકો ઉપર તેઓ રાજ્યકારભાર ચલાવતા હોય તેઓની સાથે અને જે લોકો તે રાજ્યકારભાર વિષે પ્રજામતને ચોકસ વલણ આપે છે અને તે પ્રસિદ્ધ કરે છે તેમની સાથે જો નિયમિત પરિચયમાં આવવાની વધારે તક મળે તો તેથી દેશનો રાજ્યકારભાર ઉલટો વધારે સારી રીતે ચાલશે.

૧૬. આ હેતુ પાર પાડવા માટે જે યોજનાઓ હાલ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવે છે તે વિષે હાલ તુરત અમે કાંઈપણ બોલવા માંગતા નથી. તે તમને થોડાજ વખતમાં 'જણાવવામાં આવશે અને અમને પુરતી ખાતરી છે કે તે તમારા દેશના રાજ્યકારભારની હિતકારક વૃદ્ધિમાં નોંધી લેવા જોગ નીવડશે.

૧૭. અમે અમારા હિંદી લશ્કરની બહાદુરી તથા વફાદારીની કદર પિછાનીએ છીએ, અને અમે હુકમ કર્યો છે કે તેની લડાયક વૃત્તિ તથા વખાણવા લાયક કવાયત તથા નિમકહલાલી સેવા બજાવવાની આતુરતા માટે અમારા તરફથી કરવામા આવતી ભારે પિછાન કાંઈક સંગીન રૂપમાં આવતે નવે વર્ષે બતાવવી.

૧૮. મરહુમ મહારાણી વિકટોરિઆના દિલમાં વહાલી નેમ હિંદનું કલ્યાણ કરવાની હતી. સન ૧૮૭૫ માં અમે હિંદુસ્તાનની મુલાકાત લીધી

થતા જાય, અને હિંદુસ્તાનના તીવ્ર બુદ્ધિવાળા તથા યોગ્ય લાયકાતવાળા લોકો જોખમદારીની કીંમત અચ્છી રીતે સમજતા જાય તેમ તેમ 'સદરહુ બાબતમાં હિંદુસ્તાનની ચઢતી મક્કમરીતે અને 'ખાત્રીપૂર્વક' થશે' એવો' અમને સંપૂર્ણ ભરોસો છે અને તેજ હેતુ છે.

૧૪. પ્રથમથીજ પ્રજાકીય બંધારણનું ધોરણ ધીમે ધીમે દાખલ કરવામાં આવ્યું છે, અને હવે એવો વખત આવ્યો છે કે જ્યારે અમારા વાઇસરૉય તથા ગવર્નર જનરલ અને બીજા સલાહકારોના મત પ્રમાણે એ ધોરણમાં વધારો કરવો એ ડહાપણભરેલું થઈ પડશે.

૧૫. તમારામાંના મોભાવાળા વર્ગના લોકો બ્રિટિશ અમલને લીધે ઉત્પન્ન થયલા અને ઉત્તેજન પામેલા વિચારો ધરાવે છે, તેથી તેઓ શેહેરીઓ તરીકે સરખા હકોની તથા કાયદા બાંધવામાં તથા રાજ્યકારભાર ચલાવવામાં વધારે હિસ્સો મેળવવાની માગણી કરે છે. એવી માગણી યોગ્ય તજવીજ કરીને કબૂલ કરવામાં આવે તો તેથી હાલની સરકારના અધિકાર તથા અમલને નુકસાન થવાને બદલે સામી મજબુતી મળશે. રાજ્યકારભાર ચલાવનાર અમલદારોને, જે લોકો ઉપર તેઓ રાજ્યકારભાર ચલાવતા હોય તેઓની સાથે અને જે લોકો તે રાજ્યકારભાર વિષે પ્રજામતને ચોકસ વલણ આપે છે અને તે પ્રસિદ્ધ કરે છે તેમની સાથે જો નિયમિત પરિચયમાં આવવાની વધારે તક મળે તો તેથી દેશનો રાજ્યકારભાર ઉલટો વધારે સારી રીતે ચાલશે.

૧૬. આ હેતુ પાર પાડવા માટે જે યોજનાઓ હાલ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવે છે તે વિષે હાલ તુરત અમે કાંઈ પણ બોલવા માંગતા નથી, તે તમને થોડાજ વખતમાં જણાવવામાં આવશે અને અમને પુરતી ખાતરી છે કે તે તમારા દેશના રાજ્યકારભારની હિતકારક વૃદ્ધિમાં નોંધી લેવા જોગ નીવડશે.

૧૭. અમે અમારા હિંદી લશ્કરની બહાદુરી તથા વફાદારીની કદર પિછાનીએ છીએ, અને અમે હુકમ કર્યો છે કે તેની લડાયક વૃત્તિ તથા વખાણવા લાયક કવાયત તથા નિમકહલાલી સેવા બજાવવાની આતુરતા માટે અમારા તરફથી કરવામાં આવતી ભારે પિછાન કાંઈક સંગીન રૂપમાં આવતે નવે વર્ષે બતાવવી.

૧૮. મરહુમ મહારાણી વિકટોરિઆના દિલમાં વહાલી નેમ હિંદનું કલ્યાણ કરવાની હતી. સન ૧૮૭૫ માં અમે હિંદુસ્તાનની મુલાકાત લીધી

સ્તાનમાં કોઈ પણ પ્રકારની મોટી આફત આવી પડતી, ત્યારે ત્યારે તેઓ નામદાર હંમેશાં હિન્દ તરફ પૂરેપૂરી દિલસોજી દર્શાવતા. તેઓશ્રીએ ૧૯૦૭ના ઑગસ્ટ મહિનામાં હિન્દુસ્તાનના વાઇસરૉયને નીચે મુજબ એક પત્ર લખી જણાવ્યો હતોઃ—

મારા વ્હાલા વાઇસરૉય—

છેલ્લાં અગિઆર વરસ થયાં જે પ્લેગનો રોગ હિન્દુસ્તાનમાં ફાટી નીકળ્યો છે અને જેથી હિન્દુસ્તાનને ઘણુંજ દુઃખ ખમવું પડ્યું છે તે રોગનો છેલ્લો પ્રચાર મેં ચિંતાતુર મનથી ધ્યાનપૂર્વક નિહાળ્યો છે. મારી હિન્દુસ્તાનની પ્રજાનાં ભલા માટે મને હંમેશાં ઘણીજ ચિન્તા હોવીજ જોઈએ અને પ્લેગમાં સપડાયલાં કુટુંબોએ જે દુઃખ મુંગે મોઢે અને ધૈર્યથી સહન કર્યું છે તેનો હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે મને ઘણું દુઃખ થાય છે. પ્લેગનાં કારણો શોધી કાઢવા માટે અને તેની અસર ઓછી કરવા માટે તમારા અને તમારા પહેલાંના વાઇસરૉયના સતત પ્રયાસો સારી રીતે મારા ધ્યાનમાં છે. તમે તમારા ઉત્સાહી અને બાહોશ અમલદારો સાથે મળી જે પગલાં આગળ ભરવા માગો છો તે ઈશ્વરકૃપાથી ફતેહમંદ નીવડો એવી મારી અંતઃકરણની આશા અને પ્રાર્થના છે. મારી હિન્દુસ્તાનની પ્રજા તરફ મારી અંતઃકરણપૂર્વક દિલસોજી છે એવું તમે જણાવશો એમ મારી ઇચ્છા છે.

૧૯૧૦ની શરૂઆતમાં નામદાર શહેનશાહની તબીઅત ઘણી સારી હતી; પરંતુ ફેફસાંની વેદના વધી પડવાથી તેમની તબીઅત બગડતી ચાલી, અને ઘણાજ થોડા દિવસની બિમારી ભોગવી ૧૯૧૦ના મે માસની છઠ્ઠી તારીખે રાતના પોણાબાર વાગે તેઓનો સ્વર્ગમાં વાસ થયો અને આ અતિખેદકારક બનાવથી એમના અતિવિશાળ સામ્રાજ્યમાં શોકાંધકાર વ્યાપી રહ્યો. પરમાત્મા એમના અમર આત્માને પરમ શાન્તિ આપો. અસ્તુ.

ઉપરનું ટૂંકું વર્ણન, આપણા મહારાજાધિરાજ સાતમા એડ્વર્ડના ઉમદા જીવનનો, પોતાની સમગ્ર પ્રજા તરફ તેઓશ્રીની દિલસોજીનો, તેઓશ્રીની રાજનીતિમાંની નિપુણતાનો, એક સરળ, નિખાલસ, અને સંસ્કારી હૃદયવાળા મહાન્, બુદ્ધિશાળી, તેમજ કર્તવ્યનિષ્ઠ 'સંધિપ્રિય' રાજા, શહેનશાહ અને હિન્દના દયાળુ પિતાનો, કંઈક અંશે ખ્યાલ આપે છે.

ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.

---

સ્તાનમાં કોઈપણ પ્રકારની મોટી આફત આવી પડતી, ત્યારે ત્યારે તેઓ નામદાર હંમેશાં હિન્દ તરફ પૂરેપૂરી દિલસોજી દર્શાવતા. તેઓશ્રીએ ૧૯૦૭ના ઑગસ્ટ મહિનામાં હિન્દુસ્તાનના વાઇસરૉયને નીચે મુજબ એક પત્ર લખી જણાવ્યો હતોઃ—

મારા વ્હાલા વાઇસરૉય—

છેલ્લાં અગિઆર વરસ થયાં જે પ્લેગનો રોગ હિન્દુસ્તાનમાં ફાટી નીકળ્યો છે અને જેથી હિન્દુસ્તાનને ઘણુંજ દુઃખ ખમવું પડ્યું છે તે રોગનો છેલ્લો પ્રચાર મેં ચિંતાતુર મનથી ધ્યાનપૂર્વક નિહાળ્યો છે. મારી હિન્દુસ્તાનની પ્રજાનાં ભલા માટે મને હંમેશાં ઘણીજ ચિન્તા હોવીજ જોઈએ અને પ્લેગમાં સપડાયલાં કુટુંબોએ જે દુઃખ મુંગે મોઢે અને ધૈર્યથી સહન કર્યું છે તેનો હું જ્યારે વિચાર કરૂં છું ત્યારે મને ઘણું દુઃખ થાય છે. પ્લેગનાં કારણો શોધી કાઢવા માટે અને તેની અસર ઓછી કરવા માટે તમારા અને તમારા પહેલાંના વાઇસરૉયના સતત પ્રયાસો સારી રીતે મારા ધ્યાનમાં છે. તમે તમારા ઉત્સાહી અને બાહોશ અમલદારો સાથે મળી જે પગલાં આગળ ભરવા માગો છો તે ઈશ્વરકૃપાથી ફતેહમંદ નીવડો એવી મારી અંતઃકરણની આશા અને પ્રાર્થના છે. મારી હિન્દુસ્તાનની પ્રજા તરફ મારી અંતઃકરણપૂર્વક દિલસોજી છે એવું તમે જણાવશો એમ મારી ઇચ્છા છે.

૧૯૧૦ની શરૂઆતમાં નામદાર શહેનશાહની તબીઅત ઘણી સારી હતી; પરંતુ ફેફસાંની વેદના વધી પડવાથી તેમની તબીઅત બગડતી ચાલી, અને ઘણાજ થોડા દિવસની બિમારી ભોગવી ૧૯૧૦ના મે માસની છઠ્ઠી તારીખે રાતના પોણાબાર વાગે તેઓનો સ્વર્ગમાં વાસ થયો અને આ અતિખેદકારક બનાવથી એમના અતિવિશાળ સામ્રાજ્યમાં શોકાંધકાર વ્યાપી રહ્યો. પરમાત્મા એમના અમર આત્માને પરમ શાન્તિ આપો. અસ્તુ.

ઉપરનું ટૂંકું વર્ણન, આપણા મહારાજાધિરાજ સાતમા એડ્વર્ડના ઉમદા જીવનનો, પોતાની સમગ્ર પ્રજા તરફ તેઓશ્રીની દિલસોજીનો, તેઓશ્રીની રાજનીતિમાંની નિપુણતાનો, એક સરળ, નિખાલસ, અને સંસ્કારી હૃદયવાળા મહાન, બુદ્ધિશાળી, તેમજ કર્તવ્યનિષ્ઠ 'સંધિપ્રિય' રાજા, શહેનશાહ અને હિન્દના દયાળુ પિતાનો, કંઈક અંશે ખ્યાલ આપે છે.

ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.

## કસુકુ ( સ્વાહીલી ભાષામાં ).
## આફ્રિકાનો જંગલી પોપટ.

વિક્ટોરિઆ ન્યાંઝાના આસપાસના ભાગોમાં એક સુન્દર પોપટની જાત થાય છે, અને તેને "કસુકુ" નામ અપાએલું છે. પૃથ્વીની અન્ય પોપટની જાતોના કરતાં તે વધારે સારૂં બોલી શકે છે અને વિશેષતઃ અનુકરણ કરવામાં એક્કો છે. એક વખત પોલીસ અમલદારની સીટીનુ અનુકરણ મારા એક મિત્રના કસુકુએ એવુ તો સરસ કર્યું હતુ કે, ૧૦ પોલીસો ત્યાં હાજર થઈ ગયા હતા. તેનું શરીર સુડકેતુના જેવડું લગભગ થાય છે, અને તે આખા શરીરે લીલો ભુરો હોય છે. માત્ર પુછડીના પીછા રાતા સુન્દર રંગના હોય છે. આફ્રિકામાં વસતા અંગ્રેજો અમીરકુટુમ્બના અને ગવર્નર જેવા પણ એ પીંછાને અતિશોખથી ટોપીમાં ખોસે છે. અંગ્રેજની સ્ત્રીઓ એની સારી કીંમત આપે છે. આફ્રિકામાં ફરતા ઘણા હિન્દીઓ આ જાતના પોપટને આ દેશમાં લાવેલા છે. અહિં પહોચાડતા એક પોપટ રૂ. ૮૦ ની કીંમતનો બની શકે છે. એનો મીઠો સ્વર તો સાભળીનેજ સમજી શકાય. ઠંઈક ઓરજ મીઠાશ છે. ઇશ્વરની સૃષ્ટિમાં કેવા સુન્દર પ્રાણીઓ છે!

## હુકુ ( સ્વાહીલી ભાષાનો શબ્દ. ).

"હુકુ" ને અંગ્રેજીમાં જીગર કહે છે આ જન્તુ સૃષ્ટિમાં અતિવિચિત્ર છે. ઈસ્ટ આફ્રિકાના લગભગ સઘળા ભાગો એનું વતન છે. આ જન્તુની સારી ઉત્પત્તિ લાલ માટીમાજ થાય છે. ઈ. આફ્રિકામાં લાલ માટીના ભાગો બહુજ છે. દુનિયાના બીજા કોઈ ભાગમા એ જન્તુના અસ્તિત્વ વિષે અદ્યાપિ સંભળાયુ નથી.

હુકુ જ્યારે ધૂળમા હોય છે ત્યારે નરી આંખે દેખી શકાતુ નથી તે ઊડી શકે છે એમ મનાય છે. કોઈવાર આપણે ખુલ્લા પગ મૂકી બેઠા હોઈએ ત્યારે હુકુ અગુઠા કે આગળીના અગ્ર ભાગ ઉપર બેસે છે, પડે છે, અને તતક્ષણેજ તેની પડવાની જગાથી બેએક ઇંચ દૂર ઉપરના ભાગમાં ચેળ ખંજોડ આવે છે. તુર્તજ આપણે હાથમાં પગ લઈ જેમ પગમાં ભાગેલ કાંટાને કાઢવા બેમીએ છીએ તેમ હુકુને કાટવા બેસીએ છીએ. ટેવાઈ ગયલા હોવાથી તુર્તજ તે ક્યાં બેઠુ છે તે હાથ લાગ્યા પછી સોય કે ટાકણી વડે કાઢી નાખીએ છીએ. પડે કે તુર્તજ દેખી શકાય તેવડું મોટું થઈ જાય

## કસુકુ (સ્વાહીલી ભાષામાં).
## આફ્રિકાનો જંગલી પોપટ.

વિકટોરિઆ ન્યાંઝાના આસપાસના ભાગોમાં એક સુન્દર પોપટની જાત થાય છે, અને તેને "કસુકુ" નામ અપાએલું છે. પૃથ્વીની અન્ય પોપટની જાતોના કરતાં તે વધારે સારૂં બોલી શકે છે અને વિશેષતઃ અનુકરણ કરવામાં એક્કો છે. એક વખત પોલીસ અમલદારની સીટીનું અનુકરણ મારા એક મિત્રના કસુકુએ એવું તો સરસ કર્યું હતું કે, ૧૦ પોલીસો ત્યાં હાજર થઈ ગયા હતા. તેનું શરીર સુગરીના જેવડું લગભગ થાય છે, અને તે આખા શરીરે લીલો ભુરો હોય છે. માત્ર પુંછડીના પીંછા રાતા સુન્દર રંગનાં હોય છે. આફ્રિકામાં વસતા અંગ્રેજો અમીરકુટુમ્બના અને ગવર્નર જેવા પણ એ પીંછાને અતિશોખથી ટોપીમાં ખોસે છે. અંગ્રેજની સ્ત્રીઓ એની સારી કીંમત આપે છે. આફ્રિકામાં ફરતા ઘણા હિન્દીઓ આ જાતના પોપટને આ દેશમાં લાવેલા છે. અહિં પહોંચાડતાં એક પોપટ રૂ. ૮૦ ની કીંમતનો બની શકે છે. એનો મીઠો સ્વર તો સાંભળીનેજ સમજી શકાય. કંઇક ઓરજ મીઠાશ છે. ઇશ્વરની સૃષ્ટિમાં કેવાં સુન્દર પ્રાણીઓ છે!

## હુકુ (સ્વાહીલી ભાષાનો શબ્દ).

"હુકુ" ને અંગ્રેજીમાં જીગર કહે છે આ જન્તુ સૃષ્ટિમાં અતિવિચિત્ર છે. ઇસ્ટ આફ્રિકાના લગભગ સઘળા ભાગો એનું વતન છે. આ જન્તુની સારી ઉત્પત્તિ લાલ માટીમાંજ થાય છે. ઈ. આફ્રિકામાં લાલ માટીના ભાગો બહુજ છે. દુનિયાના બીજા કોઈ ભાગમાં એ જન્તુના અસ્તિત્વ વિષે અદ્યાપિ સંભળાયુ નથી.

હુકુ જ્યારે ધૂળમાં હોય છે ત્યારે નરી આંખે દેખી શકાતું નથી. તે ઉડી શકે છે એમ મનાય છે. કોઈવાર આપણે ખુલ્લા પગ મૂકી બેઠા હોઈએ ત્યારે હુકુ અંગુઠા કે આગળીના અગ્ર ભાગ ઉપર બેસે છે, પડે છે, અને તતક્ષણેજ તેની પડવાની જગાથી બેએક ઇંચ દૂર ઉપરના ભાગમાં ચેળ ખંજોળ આવે છે. તુર્તજ આપણે હાથમાં પગ લઈ જેમ પગમાં ભાગેલ કાંટાને કાઢવા બેસીએ છીએ તેમ હુકુને કાઢવા બેસીએ છીએ. ટેવાઈ ગયલા હોવાથી તુર્તજ તે કયાં બેઠું છે તે હાથ લાગ્યા પછી સોય કે ટાંકણી વડે કાઢી નાખીએ છીએ. પડે કે તુર્તજ દેખી શકાય તેવડું મોટું થઈજાય

ચલ જંગલીને જોડા પહેરવાનું પસંદ શાનુંજ હોય એટલે કુદુ પડે અને કાઢવા એજ એનો ધર્મ.

કહો, ઇશ્વિરે આપણા જ્ઞાન માટે કેવી કેવી અદ્ભુત વસ્તુઓ બનાવી છે!

## એક જાતના રૂપેરી દરિયાઈ જન્તુઓ.

### "દરિયાઈ આગીઆઓ."

સોકોટ્રાના બેટા પાસે અને લગભગ આખા હિન્દી મહાસાગરમાં દરિયાઈ આગીઆઓની વસ્તી બહુજ મોટા પ્રમાણમાં છે. દરિયાની પાણીની સપાટી પર બહુજ ઓછે દૂર રહે છે. સ્ટીમર કે વહાણ જ્યારે નીકળે છે ત્યારે તેઓ ખખડાટથી ઉપર તરી આવે છે. સ્ટીમરની સન્નિકર્ષમાં એના જથાને જથા પથરાઈ રહે છે, જાણે આકાશગંગા અને આ દરિયાઇગંગા એક બીજાને ટકોરે મારતાં હોયની! જન્તુઓ બારીક છે અને તેથી પકડાઈ શકાતા નથી. પ્રથમ એમ મનાતું કે એ કોઈ દરિયાઈ વનસ્પતિ છે, અને અનેક કલ્પનાઓ એ દરિયાઈ રજતચાદર વિષે થતી. એ જન્તુઓની ખાસિયતો સમજી શકાઈ નથી, પરન્તુ પ્રયત્ન ચાલુ છે. ઉપર આભ અને નીચે પાણી એવે સમયે રાત્રિના આ આગીઆને રૂપેરી ચાદર ગુંથતા જોવા એ શું ઓછી વાત છે? ઇશ્વિરની લીલાનું આવે વખતે સાક્ષાત્ દર્શન થાય છે.

### પીશી—સ્વાહીલી ભાષામાં.

### Hyena—અંગ્રેજીમાં હાએના.

આ પ્રાણી આફ્રિકાની સૃષ્ટિનું છે. આપણી દૃષ્ટિએ નવું છે. લોંકડીનું ઘણું હોય તેવું લાગે છે. બહુજ અલ્પ ફેરફાર સહિત શરીરે લગભગ લોંકડીને મળતુ આવે છે. પીશી આફ્રિકાના જંગલોમાં સંખ્યાબન્ધ વસે છે, જ્યાંન્યાં સિંહનો વાસ ત્યાંત્યાં સમીપમાંજ પીશીનો ઘરવાસ હોય છે. શિઆળ જેવી અત્યન્ત લુચ્ચી તો નથી, પણ ક્રૂર અને હિંસક તો છેજ. જંગલી કુકડાંમરઘાં વગેરે ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. રાતના શિઆળ જેવી પણ જરાતરા જુદી બુમો મારે છે, અને જંગલમાં ફરતા મુસાફરોને ચેતાવે છે કે આટલામાંજ સિંહો રહે છે. છેડ કર્યા વિના માણસને એ હેરાન કરતી નથી, અને બેચાર માણસ સાથે હોય તો તો દૂરથીજ પોબાર ગણી જાય છે. પીશીના આકારની સહિસલામતીથી કહી શકાય. પીશીની એક બીજી જાત Spotted Hyena ધાબાડુધાવાળી પીશી Lynx છે. આનું ચામડું સુન્દર હોય છે. અંગ્રેજ શિકારીઓ એના ચામડાને ટેબલ પર પાથરવું પસંદ કરે છે.

ચલ જંગલીને જોડા પહેરવાનું પસંદ શાનુંજ હોય એટલે કુદવું પડે અને કાઢવા એજ એનો ધર્મ.

કહો, ઇશ્વિરે આપણા જ્ઞાન માટે કેવી કેવી અદ્‌ભુત વસ્તુઓ બનાવી છે!

## એક જાતના રૂપેરી દરિયાઈ જન્તુઓ.

## "દરિયાઈ આગીઆઓ."

સૌરાષ્ટ્રના બેટો પાસે અને લગભગ આખા હિન્દી મહાસાગરમાં દરિયાઈ આગીઆઓની વસ્તી બહુજ મોટા પ્રમાણમાં છે. દરિયાની પાણીની સપાટી પર બહુજ ઓછે દૂર રહે છે. સ્ટીમર કે વહાણ જ્યારે નીકળે છે ત્યારે તેઓ ખખડાટથી ઉપર તરી આવે છે. સ્ટીમરની સન્નિકર્ષમાં એના જથાને જથા પથરાઈ રહે છે, જાણે આકાશગંગા અને આ દરિયાઈગંગા એક બીજાને ટકોરે મારતાં હોયની! જન્તુઓ બારીક છે અને તેથી પકડાઈ શકાતા નથી. પ્રથમ એમ મનાતું કે એ કોઈ દરિયાઈ વનસ્પતિ છે, અને અનેક કલ્પનાઓ એ દરિયાઈ રજતચાદર વિષે થતી. એ જન્તુઓની ખાસિયતો સમજી શકાઈ નથી, પરન્તુ પ્રયત્ન ચાલુ છે. ઉપર આભ અને નીચે પાણી એવે સમયે રાત્રિના આ આગીઆને રૂપેરી ચાદર ગુંથતા જોવા એ શું ઓછી વાત છે? ઇશ્વિરની લીલાનું આવે વખતે સાક્ષાત્ દર્શન થાય છે.

## પીશી—સ્વાહીલી ભાષામાં.

## Hyena—અંગ્રેજીમાં હાએના.

આ પ્રાણી આફ્રિકાની સૃષ્ટિનું છે. આપણી દૃષ્ટિએ નવું છે. લોંકડીનું સગું હોય તેવું લાગે છે. બહુજ અલ્પ ફેરફાર સહિત શરીરે લગભગ લોંકડીને મળતુ આવે છે. પીશી આફ્રિકાના જંગલોમાં સંખ્યાબન્ધ વસે છે. જ્યાંજ્યાં સિંહનો વાસ ત્યાંત્યાં સમીપમાંજ પીશીનો ઘરવાસ હોય છે. શિઆળ જેવી અત્યન્ત લુચ્ચી તો નથી, પણ ક્રૂર અને હિંસક તો છેજ. જંગલી કુકડાંમરઘાં વગેરે ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. રાતના શિઆળ જેવી પણ જરાતરા જુદી બૂમો મારે છે, અને જંગલમાં ફરના મુસાફરોને ચેતાવે છે કે આટલામાંજ સિંહો રહે છે. છેડ કર્યા વિના માણસને એ હેરાન કરતી નથી, અને બેચાર માણસ સાથે હોય તો તો દૂરથીજ પોબાર ગણી જાય છે. પીશીના આકારની સહિસલામતીથી કહી શકાય. પીશીની એક બીજી જાત Spotted Hyena ચાઘાડુઘાવાળી પીશી Lynx છે. આનું ચામડું સુન્દર હોય છે. અંગ્રેજ શિકારીઓ એના ચામડાને ટેબલ પર પાથરવું પસંદ કરે છે.

# કેળવણીખાતાની ખબરો.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૪ નવેંબરના હુકમ નં. ૧૦૧૦૬ ઉપરથી ).

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે 'છોકરીઓ માટેની ગુજરાતી બીજી ચોપડી'ની સુધારા સાથેની ૧૯૦૯ ની ચાલુ આવૃત્તિ પસંદ કરી છે, અને મેસર્સ મૅકમિલન અને કંપનિને નિશાળો તેમજ જાહેરમાં તે પુસ્તકની નકલો બહાર પાડવાની મંજુરી આપી છે.

( સહી ) F. W. MARRS,
Ag. Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૫ નવેંબરના હુકમ નં. ૧૦૧૭૨ ઉપરથી ).

રૂ. ૪૦ થી રૂ. ૨૨ સુધીની લોકલ બોર્ડ સર્વિસની જગાઓ હવે પછી દરેક પેટા વિભાગમાં બીજા અને ત્રીજા વર્ગના માણસોની સંખ્યાના પ્રમાણમાં તેઓને વહેંચી આપવામાં આવશે; જ્યારે ત્રીજા વર્ગના માણસની જગા ખાલી પડશે ત્યારે ફક્ત ત્રીજા વર્ગના માણસને ચઢાવવામાં આવશે, અને જ્યારે બીજા વર્ગના માણસની જગા ખાલી પડશે ત્યારે માત્ર બીજા વર્ગના માણસને ચઢાવવામાં આવશે. ઉપર ચઢાવવા માટેની નોકરીની મુદ્દત, ટ્રેનિંગ કૉલેજના દરેક વર્ગના ઊંચામાં ઊંચા ( તે તે ) પ્રમાણપત્ર મેળવ્યાની તારીખથી ગણવામાં આવશે. ઉપર ચઢાવવાનો આધાર હમેશાં સારા કામ ઉપર રહેશે. કોઈ પણ માણસ વધુ મુદ્દતની નોકરીને લીધે ચઢાવવા માટે લાયક થશે, પરન્તુ તેનું કામ ખરાબ હશે તો તેના કરતાં સારું કામ કરનાર ઓછી મુદ્દતની નોકરીવાળો માણસ તેના ઉપર ચઢી જશે, અને જે માણસનું કામ બે કે ત્રણ વરસ સુધી ખરાબ માલૂમ પડશે તે માણસને તેના ગ્રેડમાંથી ઉતારી મૂકવાની શિક્ષા કરવામાં આવશે, અને તેથી કરી પગારમાં પાંચ કે તેથી વધારે રૂપીઆનું નુકસાન થશે.

# કેળવણીખાતાની ખબરો.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૪ નવેંબરના હુકમ નં. ૧૦૧૦૬ ઉપરથી ).

કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે 'છોકરીઓ માટેની ગુજરાતી બીજી ચોપડી'ની સુધારા સાથેની ૧૯૦૯ ની ચાલુ આવૃત્તિ પસંદ કરી છે, અને મેસર્સ મૅકમિલન અને કંપનિને નિશાળો તેમજ જાહેરમાં તે પુસ્તકની નકલો બહાર પાડવાની મંજુરી આપી છે.

(સહી) F. W. MARRS,
Ag. Educational Inspeetor,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦ તા. ૨૫ નવેંબરના હુકમ નં. ૧૦૧૭૨ ઉપરથી ).

રૂ. ૪૦ થી રૂ. ૨૨ સુધીની લોકલ બોર્ડ સર્વિસની જગાઓ હવે પછી દરેક પેટા વિભાગમાં બીજા અને ત્રીજા વર્ગના માણસોની સંખ્યાના પ્રમાણમાં તેઓને વહેંચી આપવામાં આવશે; જ્યારે ત્રીજા વર્ગના માણસની જગા ખાલી પડશે ત્યારે ફક્ત ત્રીજા વર્ગના માણસને ચઢાવવામાં આવશે, અને જ્યારે બીજા વર્ગના માણસની જગા ખાલી પડશે ત્યારે માત્ર બીજા વર્ગના માણસને ચઢાવવામાં આવશે. ઉપર ચઢાવવા માટેની નોકરીની મુદત, ટ્રેનિંગ કૉલેજના દરેક વર્ગના ઊંચામાં ઊંચા ( તે તે ) પ્રમાણપત્ર મેળવ્યાની તારીખથી ગણવામાં આવશે. ઉપર ચઢાવવાનો આધાર હંમેશાં સારા કામ ઉપર રહેશે. કોઈ પણ માણસ વધુ મુદતની નોકરીને લીધે ચઢાવવા માટે લાયક થશે, પરન્તુ તેનું કામ ખરાબ હશે તો તેના કરતાં સારૂં કામ કરનાર ઓછી મુદતની નોકરીવાળો માણસ તેના ઉપર ચઢી જશે, અને જે માણસનું કામ બે કે ત્રણ વરસ સુધી ખરાબ માલૂમ પડશે તે માણસને તેના ગ્રેડમાંથી ઉતારી મૂકવાની શિક્ષા કરવામાં આવશે, અને તેથી કરી પગારમાં પાંચ કે તેથી વધારે રૂપીઆનું નુકસાન થશે.

વૈષ્ણવ જી. એમ.

૨. બાળવાર્તા. „ ઇનામ અને લાઇબ્રેરી. ૦-૩-૦.

૪. નાયક જી. આર. ઇનામ, લાઇબ્રેરી ૦-૧૪-૦.

પુસ્તક ૧. ભાગ ૧ લો. ગુજરાતી તેમજ પ્રાથમિકશાળા(કપડાનું પૂઠું).
ગુજરાતી નિશાળો માટે અને ટ્રેનિંગ કૉલેજોમાં ૦-૧૨-૦.
ભૂમિતિ. ઉપયોગ માટે. ( કાગળનું પૂઠું ).

૫. પટેલ એમ. ટી.

રસિકવાર્તામાળા ભાગ ૧ લો. „ ઇનામ માટે. ૦-૨-૬.

૬. મહેતા વી. પી.

શિશુસદ્બોધમાલા „ ઇનામ અને લાઇબ્રેરી માટે. ૧-૦-૦.

૭. દવે બી. એન.

કમલાકુમારી. „ „ ૧-૦-૦.

પુના, ૨૮ મી નવેંબર ૧૯૧૦.
( સહી ) P. Wren,
For Director of Public Instruction.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના સને ૧૯૧૦ તા. ૬ ઠ્ઠી ડીસેંબરના હુકમ નં. ૧૦૫૯૬ ઉપરથી ).

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

સને ૧૯૦૭ ના નવેંબર માસની તા. ૨૧ મીના મુંબઈ સરકારી ગેઝીટના પહેલા ભાગમાં છપાયલા નિયમાનુસાર સને ૧૯૧૧ માં લેવાવાની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં નીચેનાં પુસ્તકો પસંદ કરવામાં આવ્યાં છે.

### ગુજરાતી.

ખાતા તરફની ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડી; ૩૨,૩૬,૪૦, ૪૪,૪૮,૫૧,૫૩, અને ૫૫ મા પાઠમાં આવતી ૩૦૦ લીટીના મુખપાઠ અને સ્પષ્ટીકરણ સાથે.

### આરોગ્યવિદ્યા.

અથવા

સાતમી ચોપડીના ત્રીજા ભાગમાં ( સૃષ્ટિજ્ઞાન સંબંધી ) આપેલાં વિદ્યાનાં મૂળતત્ત્વો.

વૈષ્ણવ જી. એમ.

૩. બાળવાર્તા. „ ઇનામ અને લાઇબ્રેરી. ૦-૩-૦.

૪. નાયક જી. આર. ઇનામ, લાઇબ્રેરી ૦-૧૪-૦.

પુસ્તક ૧. ભાગ ૧ લો. ગુજરાતી તેમજ પ્રાથમિકશાળા(કપડાનું પૂઠું).
ગુજરાતી નિશાળો માટે અને ટ્રેનિંગ કૉલેજોમાં ૦-૧૨-૦.
ભૂમિતિ. ઉપયોગ માટે. ( કાગળનું પૂઠું ).

૫. પટેલ એમ. ટી.
રસિકવાર્તામાળા ભાગ ૧ લો. „ ઇનામ માટે. ૦-૨-૬.

૬. મહેતા વી. પી.
શિશુસદ્બોધમાલા „ ઇનામ અને લાઇબ્રેરી માટે. ૧-૦-૦.

૭. દવે બી. એન.
કમલાકુમારી „ „ ૧-૦-૦.

પુના, ૨૮ મી નવેંબર ૧૯૧૦. ( સહી ) P. Wren,
For Director of Public
Instruction.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૦
તા. ૬ ઠ્ઠી ડીસેંબરના હુકમ નં. ૧૦૫૯૬ ઉપરથી ).

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

સને ૧૯૦૭ ના નવેંબર માસની તા. ૨૧ મીના મુંબઈ સરકારી ગેઝીટના પહેલા ભાગમાં છપાયલા નિયમાનુસાર સને ૧૯૧૧ માં લેવાવાની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં નીચેનાં પુસ્તકો પસંદ કરવામાં આવ્યાં છે.

### ગુજરાતી.

ખાતા તરફની ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડી; ૩૨,૩૬,૪૦,૪૪,૪૮,૫૧,૫૩, અને ૫૫ મા પાઠમાં આવતી ૩૦૦ લીટીના મુખપાઠ અને સ્પષ્ટીકરણ સાથે.

### આરોગ્યવિદ્યા.

અથવા

સાતમી ચોપડીના ત્રીજા ભાગમાં ( સૃષ્ટિજ્ઞાન સંબંધી ) આપેલાં વિદ્યાનાં મૂળતત્વો.

## જાહેર ખબર.

. ૧૯૧૦ (૧૯૧૦ નો ૧ લો) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલે નામદાર શહેનશાહ તરફથી નીચેનાં ચોપાનીઆં જપ્ત થયલાં જાહેર કર્યાં છે, કારણ કે સદરહુ ચોપાનીઆમાં એવા શબ્દો છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે બ્રિટિશ હિંદમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસંતોષની લાગણી ઉશ્કેરાવાનો સંભવ રહે છેઃ—

૧. "ધિ વન્દેમાતરમ્."
૨. "ધિ વન્દેમાતરમ્ વૉલ્યુમ રજું"
૩. "ધિ વન્દેમાતરમ્ " ૩ જુ"
} પુના શહેરના વન્દેમાતરમ્ છાપખાનામાં અંગ્રેજીમાં છપાયલાં અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલાં.

૪. "અરવિન્દ ઘોષનાં ભાષણો" પુના શહેરના વન્દેમાતરમ્ છાપખાનામાં અંગ્રેજીમાં છપાયલાં અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલાં.

૫. "મહારાષ્ટ્રમાં અરવિન્દ ઘોષનાં ભાષણો" મુંબઈના જગદીશ્વર છાપખાનામાં મરાઠીમા છપાયલાં અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલાં.

૬. 'શ્રીયુત અરવિન્દ ઘોષનાં બે ભાષણો" બૉમ્બે નૅશનલ યુનિયનની ૧ લી સીરીઝ મુંબઈના જગદીશ્વર છાપખાનામાં અંગ્રેજીમાં છપાયલાં અને છ. પી મુરદેશ્વર બી. એ. એ પ્રસિદ્ધ કરેલાં.

આલીજાહ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલના હુકમથી.

( સહી ) C. A. Kincaid.

Acting Secretary to Government.

'એક હિંદુ પ્રત્યે મહાન્ ટૉલ્સ્ટૉયનો કાગળ" એ નામના ગુજરાતી ચોપાનીઆનુ ૧૯૧૦ ના ઇન્ડિયન પ્રસ ઍક્ટની બારમી કલમની રૂએ રદબાતલ થયુ.          નં. ૫૭૦૫

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબઈ, તા. ૭ મી ઑક્ટોબર ૧૯૧૦.

---

## જાહેર ખબર.

નાતાલ, ફીનીક્સના ઇન્ટરનૅશનલ પ્રિન્ટિંગ પ્રેસમાં ગુજરાતીમાં છપાયલું "એક હિંદુ પ્રત્યે મહાન્ ટૉલ્સ્ટૉયનો કાગળ" (ગ્રેટ ટૉલ્સ્ટૉય લેટર

## જાહેર ખબર.

. ૧૯૧૦ (૧૯૧૦ નો ૧ લો) ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમથી મળેલી સત્તાની રૂએ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલે નામદાર શહેનશાહ તરફથી નીચેનાં ચોપાનીઆં જપ્ત થયલાં જાહેર કર્યાં છે, કારણ કે સદરહુ ચોપાનીઆમાં એવા શબ્દો છે કે તેથી નામદાર શહેનશાહ તરફ કે બ્રિટિશ હિંદમાં કાયદેસર સ્થપાયલી સરકાર તરફ અસંતોષની લાગણી ઉશ્કેરાવાનો સંભવ રહે છે:—

૧. "ધિ વન્દેમાતરમ્."
૨. "ધિ વન્દેમાતરમ્ વૉલ્યુમ રજું"
૩. "ધિ વન્દેમાતરમ્. " ૩ જું."
} પુના શહેરના વન્દેમાતરમ્ છાપખાનામાં અંગ્રેજીમાં છપાયલાં અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલાં.

૪. "અરવિન્દ ઘોષનાં ભાષણો" પુના શહેરના વન્દેમાતરમ્ છાપખાનામાં અંગ્રેજીમાં છપાયલાં અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલાં.

૫. "મહારાષ્ટ્રમાં અરવિન્દ ઘોષનાં ભાષણો" મુંબઈના જગદીશ્વર છાપખાનામાં મરાઠીમાં છપાયલાં અને હરિ રઘુનાથ ભાગવતે પ્રસિદ્ધ કરેલાં.

૬. "શ્રીયુત અરવિન્દ ઘોષનાં બે ભાષણો" બૉમ્બે નૅશનલ યુનિયનની ૧ લી સીરીઝ મુંબઈના જગદીશ્વર છાપખાનામાં અંગ્રેજીમાં છપાયલાં અને જી. પી. મુરદેશ્વર બી. એ. એ પ્રસિદ્ધ કરેલાં.

આલીજાહ નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલના હુકમથી.

( સહી ) C. A. Kincaid.

Acting Secretary to Government.

"એક હિંદુ પ્રત્યે મહાન્ ટૉલ્સ્ટૉયનો કાગળ" એ નામના ગુજરાતી ચોપાનીઆનું ૧૯૧૦ ના ઇન્ડિયન પ્રેસ ઍક્ટની બારમી કલમની રૂએ રદબાતલ થયું. નં. ૫૭૦૫.

જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ.

કિલ્લે મુંબઈ, તા. ૭ મી ઑક્ટોબર ૧૯૧૦.

---

## જાહેર ખબર.

નાતાલ, ફીનીકસના ઇન્ટરનૅશનલ પ્રિન્ટિંગ પ્રેસમાં ગુજરાતીમાં છપાયલું " એક હિંદુ પ્રત્યે મહાન્ ટૉલ્સ્ટૉયનો કાગળ " (ગ્રેટ ટૉલ્સ્ટૉય લેટર

---

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. મોરપેડ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આ રી

. છાપવા મોકલેલુ લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એક જ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલુ લખાણ પાછું કલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી

શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા જ્ઞાનપ્રસારને લગતા વિષય લખી મોકલશે તો તે પણ પ્રે. અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશુ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બ. પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. સ્ટૅની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, સિવાયની બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમત અગાઉથીજ વરસ એકનો રૂ ૧-૮-૦ રાખી પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કોલરોને ટપ. ખર્ચ સાથે, રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ. ૦॥ આપવામાં આવશે ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| | | |
|---|---|---|
| રૂ. | લીટી | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧... ... ... | ૩ | ના અગીઆર માસ લગી દર માસે |
| દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)- | | ત્રેગણો ચાર્જ પડશે. ત્રણ માસ માટે |
| ની લીટીઓ ચાર પ્રમાણે | | પહેલે મહીને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી લાગલાગટ દશે | | દરેક માસે ½ ચાર્જ લેવાશે. |

શાળાપત્રની સાથે કોઈ પણ હૅન્ડબિલ વહેંચવામાં આવશે નહિ.

# સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું પોસ્ટપેડ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપાશે

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ લખવું તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલુ લખાણ પાછું કલવા બંધાતા નથી જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી

શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા ભાષાસંબંધી વિષય લખી મોકલશે તો તે પણ પે. અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશુ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બ. પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે સ્ટૅમ્પની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, સિવાયની બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમત અગાઉથીજ વરસ એકનો રૂ ૧-૦-૦ રાખી પોસ્ટેજ માફ છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કોલરોને ટપ. ખર્ચ સાથે, રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવ ની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ. ૦॥ આપવામાં આવશે ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. સીટી | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧ ... ... ... ... ૩ | ના અગીઆર માસ લગી દર માસે |
| દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)– | ક્રમશો ચાર્જ પડશે. ત્રણ માસ માટે |
| ની લીટીઓ ચાર પ્રમાણે | પહેલે મહીને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી લાગલાગટ હશે | દરેક માસે ⅓ ચાર્જ લેવાશે. |

શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.

કેતુ જાણતો હતો તોપણ ક્રમે તેને તે અર્થનો બોધ કરવો એમ માની તેને વિષે ઉત્તર કર્યું કે 'દ્વિજોત્તમ, એમ તું મને સંબોધન કરે છે તેથી હું બ્રાહ્મણ છું એમ તું જાણે છેજ- હવે પૂછવાનું શું રહ્યું છે?' ત્યારે સુવર્ચલાએ દેહના ઉપાધિ તરીકે આત્માને વિષે કલ્પેલા પ્રત્યક્ષ બ્રાહ્મણત્વ વિષે હું પૂછતી નથી, પણ 'द्विजोत्तमोऽहं' (હું દ્વિજોત્તમ છું) એમ દેહથી વિવિક્ત જે આત્માને अहम् (હું) શબ્દથી તું હૃદયશાયી તરીકે નિર્દેશ કરે છે તેને વિષે હું પૂછું છું' શ્વેતકેતુ ઉત્તર આપે છે કે अहम् શબ્દ મન સાથે સમાયુક્ત આત્માને વિષે પ્રવર્તે છે, અને મન સમાયુક્ત આત્મસ્વરૂપ મિથ્યા છે, જેમ બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થયેલા દેહોપાધિક આત્માને વિષે બ્રાહ્મણત્વ મિથ્યા છે તેમ; માટે આત્મતત્ત્વ જાણવા ઇચ્છનારાઓએ अहम् શબ્દનો અર્થ પૂછવો યુક્ત નથી. વળી અહંભાવ સર્વમાં સાધારણ છે ને પ્રત્યક્ષસિદ્ધ છે માટે જો પરમાર્થ જાણવાની ઇચ્છા હોય તો અહંભાવ પ્રશ્ન માટે યોગ્ય નથી. પછી કર્તૃત્વ ભોક્તૃત્વ (હું કર્તા છું, ભોક્તા છું) આદિ યુક્ત અહંભાવને જો તમે અસત્ય સમજો છો તો કર્તૃત્વપૂર્વક વૈદિક કર્મ શા માટે આચરો છો એમ સુવર્ચલા પૂછે છે, તેનો શ્વેતકેતુ ઉત્તર આપે છે કે વૈદિક કર્મનું આચરણ લોકસંગ્રહને અર્થે—વ્યવહારને અર્થે છે પછી સર્વ આત્માને વિષે अहम् શબ્દનો પ્રયોગ કરે છે તો अहम् શબ્દનો એવો અર્થ કેમ ન થાય એમ મનમાં ધારી શબ્દ ને અર્થ વચ્ચે કેવો સમ્બન્ધ છે એવો પ્રશ્ન સુવર્ચલાએ પૂછ્યો, ત્યારે શ્વેતકેતુએ કહ્યું કે શબ્દ ને અર્થનો સમ્બન્ધ સંયોગ આદિ નથી પણ શબ્દ ને અર્થની વચ્ચે વાચ્ય વાચકભાવ સમ્બન્ધ છે સુવર્ચલા કહે છે, "અહંકાર શબ્દ એ સર્વદા આત્માને વિષે અવિરત થયેલો વ્યક્ત છે, ને વાણી તેમાં પ્રવર્તતી નથી, માટે તે મિથ્યા બને' શ્વેતકેતુ કહે છે, अहम् શબ્દ આ ભાવમાં પ્રવર્તે છે, આત્મભાવમાં પ્રવર્તતો નથી. અને મનુષ્યસ્વરૂપ વાણી, પર, અચિન્ત્ય આત્માને વિષે પ્રવર્તતી નથી.' સુવર્ચલા કહે છે, 'ત્યારે અહંભાવ ને આત્મભાવનો અર્થ મને કહો. જો શબ્દ ને અર્થ વચ્ચે વાચ્યવાચકભાવ સમ્બન્ધ છે તો अहम् શબ્દ આત્મવાચક કેમ ન થાય?' શ્વેતકેતુ સમજાવે છે કે 'अहम् શબ્દનો મુખ્ય અર્થ—આત્મા નથી, પણ ... એ અર્થ છે.' ત્યારે એ અર્થથી અન્ય એવો આત્મા કોણ છે એમ સુવર્ચલા પૂછે છે. શ્વેતકેતુ કહે

કેતુ જાણતો હતો તોપણ ક્રમે તેને તે અર્થનો બોધ કરવો એમ માની તેને વિષે ઉત્તર કર્યું કે 'દ્વિજોત્તમ, એમ તું મને સંબોધન કરે છે તેથી હું બ્રાહ્મણ છું એમ તું જાણે છેજ- હવે પૂછવાનું શું રહ્યું છે?' ત્યારે સુવર્ચલાએ દેહના ઉપાધિ તરીકે આત્માને વિષે કલ્પેલા પ્રત્યક્ષ બ્રાહ્મણત્વ વિષે હું પૂછતી નથી; પણ 'द्विजोत्तमोऽहं' (હું દ્વિજોત્તમ છું) એમ દેહથી વિવિક્ત જે આત્માને अहम् (હું) શબ્દથી તું હૃદયશાયી તરીકે નિર્દેશ કરે છે તેને વિષે હું પૂછું છું.' શ્વેતકેતુ ઉત્તર આપે છે કે अहम् શબ્દ મન સાથે સમાયુક્ત આત્માને વિષે પ્રવર્તે છે; અને મનઃસમાયુક્ત આત્મસ્વરૂપ મિથ્યા છે, જેમ બ્રાહ્મણ કુલમાં ઉત્પન્ન થયલા દેહોપાધિક આત્માને વિષે બ્રાહ્મણત્વ મિથ્યા છે તેમ; માટે આત્મતત્ત્વ જાણવા ઇચ્છનારાઓએ अहम् શબ્દનો અર્થ પૂછવો યુક્ત નથી. વળી અહંભાવ સર્વમાં સાધારણ છે ને પ્રત્યક્ષસિદ્ધ છે માટે જો પરમાર્થ જાણવાની ઇચ્છા હોય તો અહંભાવ પ્રશ્ન માટે યોગ્ય નથી. પછી કર્તૃત્વ ભોક્તૃત્વ (હું કર્તા છું, ભોક્તા છું) આદિ યુક્ત અહંભાવને જો તમે અસત્ય સમજો છો તો કર્તૃત્વપૂર્વક વૈદિક કર્મ શા માટે આચરો છો એમ સુવર્ચલા પૂછે છે, તેનો શ્વેતકેતુ ઉત્તર આપે છે કે વૈદિક કર્મનું આચરણ લોકસંગ્રહને અર્થે—વ્યવહારને અર્થે છે. પછી સર્વ આત્માને વિષે अहम् શબ્દનો પ્રયોગ કરે છે તો अहम् શબ્દનો એવો અર્થ કેમ ન થાય એમ મનમાં ધારી શબ્દ ને અર્થ વચ્ચે કેવો સંબન્ધ છે એવો પ્રશ્ન સુવર્ચલાએ પૂછ્યો, ત્યારે શ્વેતકેતુએ કહ્યું કે શબ્દ ને અર્થનો સંબન્ધ સંયોગ આદિ નથી. પણ શબ્દ ને અર્થની વચ્ચે વાચ્યવાચકભાવ સંબન્ધ છે. સુવર્ચલા કહે છે, 'અહંકાર શબ્દ એ સર્વદા આત્માને વિષે સંશ્રિત થયલો વ્યક્ત છે, ને વાણી તેમાં પ્રવર્તતી નથી, માટે તે મિથ્યા થશે.' શ્વેતકેતુ કહે છે, अहम् શબ્દ અહંભાવમાં પ્રવર્તે છે, આત્મભાવમાં પ્રવર્તતો નથી. અને સગુણસ્વરૂપ વાણી, પર, અચિન્ત્ય આત્માને વિષે પ્રવર્તતી નથી.' સુવર્ચલા કહે છે, 'ત્યારે અહંભાવ ને આત્મભાવનો અર્થ મને કહો. જો શબ્દ ને અર્થ વચ્ચે વાચ્યવાચકભાવ સંબન્ધ હોય તો अहं શબ્દ આત્મવાચક કેમ ન થાય?' શ્વેતકેતુ સમજાવે છે કે 'अहम् શબ્દનો મુખ્ય અર્થ—આત્મા નથી, પણ હું એ અર્થ છે.' ત્યારે હું એ અર્થથી અન્ય એવો આત્મા કોણ છે એમ સુવર્ચલા પૂછે છે. શ્વેતકેતુ કહે

એક અનેક, કુસુમ-કરંડે,
મળતાં સત્ત્વ નવું દ્દયી ! ઘુર્પાં.

* * * *

મોંઘી વસંતકળીના સરખો,
વિચાર, વિકાશ અજબ તારો !
પોતાની અંદર વિકસતાં,
અંકુરો શાખા પર્ણો;
ડાંખળી કોમળ જેના ઉપર,
વસે વિહગ ગાતાં ગીતો ! મોંઘી.

* * * *

ઉંચા નભના તારક સરખી,
વિચાર, અનંત પ્રભા તારી !
દેખાયે, ન નિયંતા, જાણે,
ઝળકે જ્યોતિ પોતાથી;
કોઈ વાર ક્ષણ ટકાતો વળી,
સરકી જતાં કંઈ મેઘોથી ! ઉંચા.

* * * *

પખીડાં મધુરાંના સરખી,
વિચાર, મીઠી તુજની વાણી !
સંધ્યાકાલ વિશે પ્રભવંની,
[1]નિર્વાતાં કો વન માંહી:
જ્યોતિઃ પ્રદીપ મહિથી પ્રસરે,
પ્રસરી સમ તે સંભળાતી. પંખીડાં.

* * * *

કાંતિ શશાંકકલાની સરખી,
વિચાર, કદાચિત્ ક્ષીણ થતી !
ગાન અખંડ અનુપ વિભાગે,

---

૧. પવન વિનાનું

એક અનેક, કુસુમ-કરંડે,
મળતાં સત્ત્વ નવું દહયી !

*   *   *

મોંઘી વસંતકળીના સરખો,
વિચાર, વિકાશ અજબ તારો !
પોતાની અંદર વિકસંતાં,
અંકુરો શાખા પર્ણો;
કાંપળી કોમળ જેના ઉપર,
વસે વિહગ ગાતાં ગીતો !

*   *   *

ઉંચા નભના તારક સરખી,
વિચાર, અનંત પ્રભા તારી !
દેખાયે, ન નિયંતા, જાણે,
ઝગે જ્યોતિઃ પોતાથી;
કોઈ વાર ક્ષણ ટકાતો વળી,
સરકી જતાં કંઈ મેઘોથી !

*   *   *

પંખીડાં મધુરાંના સરખી,
વિચાર, મીઠી તુજની વાણી !
સંધ્યાકાલ વિશે પ્રભવંતી,
[૧]નિર્વાતાં કો વન માંહી;
જ્યોતિઃ પ્રદીપ મહિથી પ્રસરે,
પ્રસરી સમ તે સંભળાતી.

*   *   *

કાંતિ શશાંકકલાની સરખી,
વિચાર, કદાચિત્ ક્ષીણ થતી !
[illegible] વિભાગે,

ગ્રીષ્મ ઋતુ હેમન્તાદિમાં,
છુપી છુપી શી વૃદ્ધિ કરે !
શાખા થડ મૂળાદિ અન્વયે,
દૈવી સત્ત્વ કશું પૂરે ! વૃક્ષ.

વૈકુણ્ઠ.

---

## છાત્રાલય (બોર્ડિંગહાઉસ) નો ઉપયોગ.

છાત્રાલયના ઉપયોગસબંધી કાંઈ પણ લખતાં પહેલાં તેનાં ઉદ્દેશ અને મર્યાદાનું દિગ્દર્શન આવશ્યક છે.

એટલું તો ઘણા કાળથી સિદ્ધ થઈ ચૂકયુ છે કે શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક શકિતઓના વિકાસ માટે ચાલતી પદ્ધતિ પ્રમાણે ગુરુ-શિષ્યનો પાંચ કલાકનો શુષ્ક સબધ બસ નથી. જે આંતર વિકાસ ઉપર સમગ્ર જીવનનો આધાર છે તે માટે તો અમુક પ્રકારનું શુદ્ધ નિરામય વાતાવરણ જોઈએ. આવુ ઉચ્ચ નીતિમય વાતાવરણ ખડું કરવું અને એ વાતાવરણમાં બાલકોને ઉછરવા દેવાં એ છાત્રાલયનો ઉદ્દેશ છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે છાત્રાલય માત્ર સુધરેલી વીશી નથી તેમજ ધર્માદા મંદિર પણ નથી આપણાં પૂર્વનાં ગુરુકુલોનુ દેશકાલને અનુકૂળ રૂપાંતરમાત્ર છે.

આવુ વાતાવરણ છાત્રાલયમાંજ હોઈ શકે ? અલબત, નહિ. ગૃહ એ સ્નેહનું મંદિર છે અને ઉચ્ચ ગૃહજીવન,–માતપિતા અને ભાઈબેનોનું ઉચ્ચ સ્નેહજીવન–હૃદયને જે ગુપ્ત પુષ્ટિ આપે છે તે કદાચ છાત્રાલયનો કૃત્રિમ સ્નેહ ધારી સુપરિન્ટેન્ડન્ટ ન આપી શકે. પરંતુ, અત્યારે આપણું ગૃહજીવન કેટલુ બધું શુષ્ક છે ? માતાનો અર્થ સમજ્યા પહેલાં માતા થવાનું આવે, પિતા તરીકેની જવાબદારીનો ખ્યાલ સરખો ન હોય ત્યાં પિતા થવાય એવી સ્થિતિમાં ગૃહજીવનની શી આશા રાખવી ? વળી, નવા યુગના ઉદર-સંગ્રામમાં ઘણાને આ બાબત પર લક્ષ દેવાનો અવકાશ પણ નથી હોતો; અવકાશ છે ત્યાં નિદ્રા છે; જાગૃતિ હશે ત્યાં યોગ્યતા નથી. આવા સંયોગોમાં છાત્રાલયોની ઉપયુક્તતા ખુલ્લી છે.

ગ્રીષ્મ ઋતુ હેમન્તાદિમાં,
  છુપી છુપી શી વૃદ્ધિ કરે ?
શાખા થડ મૂળાદિ અન્વયે,
  દૈવી સત્ત્વ કશું પૂરે ! ૧૬.

વૈકુણ્ઠ.

---

## છાત્રાલય (બોર્ડિંગહાઉસ) નો ઉપયોગ.

છાત્રાલયના ઉપયોગસંબંધી કાંઈ પણ લખતાં પહેલાં તેનાં ઉદ્દેશ અને મર્યાદાનું દિગ્દર્શન આવશ્યક છે.

એટલું તો ઘણા કાળથી સિદ્ધ થઈ ચૂક્યું છે કે શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક શક્તિઓના વિકાસ માટે ચાલતી પદ્ધતિ પ્રમાણે ગુરુ-શિષ્યનો પાંચ કલાકનો શુષ્ક સબંધ બસ નથી. જે આંતર વિકાસ ઉપર સમગ્ર જીવનનો આધાર છે તે માટે તો અમુક પ્રકારનું શુદ્ધ નિરામય વાતાવરણ જોઈએ. આવું ઉચ્ચ નીતિમય વાતાવરણ ખડું કરવું અને એ વાતાવરણમાં બાલકોને ઉછરવા દેવાં એ છાત્રાલયનો ઉદ્દેશ છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે છાત્રાલય માત્ર સુધરેલી વીશી નથી તેમજ ધર્માદા મંદિર પણ નથી. આપણાં પૂર્વનાં ગુરુકુલોનું દેશકાલને અનુકૂળ રૂપાંતર-માત્ર છે.

આવું વાતાવરણ છાત્રાલયમાંજ હોઈ શકે ? અલબત, નહિ. ગૃહ એ સ્નેહનું મંદિર છે અને ઉચ્ચ ગૃહજીવન,–માતપિતા અને ભાઈબેનોનું ઉચ્ચ સ્નેહજીવન–હૃદયને જે ગુપ્ત પુષ્ટિ આપે છે તે કદાચ છાત્રાલયનો કૃત્રિમ સ્નેહ ધારી સુપરિન્ટેન્ડન્ટ ન આપી શકે. પરંતુ, અત્યારે આપણું ગૃહજીવન કેટલું બધું શુષ્ક છે ? માતાનો અર્થ સમજ્યા પહેલાં માતા થવાનું આવે, પિતા તરીકેની જવાબદારીનો ખ્યાલ સરખો ન હોય ત્યાં પિતા થવાય એવી સ્થિતિમાં ગૃહજીવનની શી આશા રાખવી ? વળી, નવા યુગના ઉદર-સંગ્રામમાં ઘણાને આ બાબત પર લક્ષ દેવાનો અવકાશ પણ નથી હોતો; અવકાશ છે ત્યાં નિદ્રા છે; જાગૃતિ હશે ત્યાં યોગ્યતા નથી. આવા સંયોગોમાં છાત્રાલયોની ઉપયુક્તતા ખુલ્લી છે.

# વર્નાક્યુલર પુરુષશિક્ષકો અને સ્ત્રીશિક્ષકો માટેનો ધારાસંગ્રહ ( ૧૯૧૧ ).

મધ્ય, ઉત્તર, અને દક્ષિણ ભાગના પુરુષશિક્ષકો અને સ્ત્રીશિક્ષકો માટેના ધારાસંગ્રહ કેળવણીખાતાના અમલદારો, લોકલબોર્ડના અને મ્યુનિસિપાલિટિના મેંબરોને જાણવા તથા તે પ્રમાણે વર્તવા સારૂ હેઠળ પ્રસિદ્ધ કર્યો છે.

| | |
|---|---|
| ઑફિસ ઑવ્ થી ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન. પૂના તા. ૧૨ મી જાન્યુઆરી ૧૯૧૧. | ( સહી ) ડબલ્યુ. એચ. શાર્પ, ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન. |

---

## પ્રકરણ ૧ લું—સામાન્ય સૂચનાઓ.

( ૧ ) કોઈ પણ શિક્ષક શાળાના શિક્ષક તરીકેની નોકરીમા હશે ત્યાંસુધી તેને કોઈ પણ બીજો ધંધો કરવા દેવામાં આવશે નહિ; ઉદાહરણ, તેને મુખત્યારનુ અથવા વકીલનુ, દુકાનદારનુ, ઇત્યાદિ કામ કરવા દેવામા આવશે નહિ પણ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની પરવાનગી લઈને શિક્ષક ટપાલનુ, ( દસ્તાવેજ ) રજિસ્ટર કરવાનુ, અથવા સ્ટૅમ્પ વેચવાનુ કામ કરી શકશે, તે એવી શરતે કે તેણે એ કામ નિશાળના વખતમા કરવુ નહિ

( ૨ ) ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની પરવાનગી સિવાય અગર રોજ બે કલાકથી વધારે વખત કોઈ પણ શિક્ષકે ખાનગી શિક્ષણ આપવુ નહિ

( ૩ ) કોઈ પણ રાજદ્વારી હીલચાલમા ભાગ લેવાની અથવા ઉપરાણુ આપી મદદ કરવાની, તેમજ નિશાળમાં વર્તમાનપત્ર લઈ જવાની અથવા બીજા કોઈને લાવવા દેવાની શિક્ષકોને મના કરવામા આવે છે તેમણે જ્યાં તે નોકરી કરતા હોય ત્યાના લોકોની અદર માહોમાહે ટંટા ચાલતો હોય તેમાં પડવુ નહિ, અથવા કોઈનો પક્ષ કરવો નહિ; તેમણે બનતા લગી દરેક ખાતાના સરકારી અમલદારોની જોડે હળીમળીને ચલવાનો પ્રયત્ન કરવો. તેમને ખાસ ચેતવણી આપવામાં આવે છે કે તેમણે અરજીઓ, ખતો, અથવા બીજા દસ્તાવેજો લખવા નહિ અથવા તેમા સાક્ષી કરવી નહિ.

# વર્નાક્યુલર પુરુષશિક્ષકો અને સ્ત્રીશિક્ષકો માટેનો ધારાસંગ્રહ ( ૧૯૧૧ ).

મધ્ય, ઉત્તર, અને દક્ષિણ ભાગના પુરુષશિક્ષકો અને સ્ત્રીશિક્ષકો માટેનો ધારાસંગ્રહ કેળવણીખાતાના અમલદારો, લોકલબોર્ડના અને મ્યુનિસિપાલિટિના મેંબરોને જાણવા તથા તે પ્રમાણે વર્તવા સારૂ હેઠળ પ્રસિદ્ધ કર્યો છે.

| | |
|---|---|
| ઑફિસ ઑવ્ ધી ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન. પૂના તા. ૧૨ મી જાન્યુઆરી ૧૯૧૧. | ( સહી ) ડબલ્યુ. એચ. શાર્પ, ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન. |

---

## પ્રકરણ ૧ લું—સામાન્ય સૂચનાઓ.

( ૧ ) કોઈ પણ શિક્ષક શાળાના શિક્ષક તરીકેની નોકરીમાં હશે ત્યાંસુધી તેને કોઈ પણ બીજો ધંધો કરવા દેવામાં આવશે નહિ; ઉદાહરણ, તેને મુખત્યારનું અથવા વકીલનું, દુકાનદારનું, ઇત્યાદિ કામ કરવા દેવામાં આવશે નહિ. પણ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની પરવાનગી લઈને શિક્ષક ટપાલનું, ( દસ્તાવેજ ) રજિસ્ટર કરવાનું, અથવા સ્ટૅમ્પ વેચવાનું કામ કરી શકશે, તે એવી શરતે કે તેણે એ કામ નિશાળના વખતમાં કરવું નહિ.

( ૨ ) ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની પરવાનગી સિવાય અગર રોજ બે કલાકથી વધારે વખત કોઈ પણ શિક્ષકે ખાનગી શિક્ષણ આપવું નહિ.

( ૩ ) કોઈ પણ રાજદ્વારી ચળવળમાં ભાગ લેવાની અથવા ઉઘરાણું આપી મદદ કરવાની, તેમજ નિશાળમાં વર્તમાનપત્ર લઈ જવાની અથવા બીજા કોઈને લાવવા દેવાની શિક્ષકોને મના કરવામાં આવે છે. તેમણે જ્યાં તે નોકરી કરતા હોય ત્યાંના લોકોની અંદર માંહોમાંહે ટંટા ચાલતો હોય તેમાં પડવું નહિ, અથવા કોઈનો પક્ષ કરવો નહિ; તેમણે બનતા લગી દરેક ખાતાના સરકારી અમલદારોની જોડે હળીમળીને ચાલવાનો પ્રયત્ન કરવો. તેમને ખાસ ચેતવણી આપવામાં આવે છે કે તેમણે અરજીઓ, ખતો, અથવા બીજા દસ્તાવેજો લખવા નહિ અથવા તેમાં સાક્ષી કરવી નહિ.

( ૯ ) કોઈ પણ આસિસ્ટંટને દંડ કરવાનો અથવા તેને બરતરફ કરવાનો મહેતાજીને અધિકાર નથી.

( ૧૦ ) નિશાળનો ઓરડો વાળવાનું, નિશાળનો સામાન સાફ કરવાનું ઇત્યાદિ હલકું કામ કોઈ પણ વિદ્યાર્થી પાસે તેની મરજી ઉપરાંત અને કામ કરવા બદલ પૈસા આપ્યા સિવાય કરાવવું નહિ.

( ૧૧ ) વિદ્યાર્થીઓને યોગ્ય વર્ગોમાં ગોઠવવાની, અને વરસના અભ્યાસ મુજબ તથા વાર્ષિક પરીક્ષાના પરિણામ મુજબ ઉપલાં ધોરણોમાં રીતસર ચઢાવવાની જુમ્મેદારી મુખ્ય મહેતાજીને શિર છે. વિશેષ કરીને નિશાળીઆ નીચલાં ધોરણોમાં જોઈએ તે કરતાં વધારે મુદ્દત પડયા રહેશે તો તે માટે એ જવાબદાર ગણાશે. ડેપ્યુટિની વાર્ષિક પરીક્ષા જે તારીખે થવી જોઈએ તે તારીખ વીતી જઈ તેને વિલમ્બ થાય તો મુખ્ય મહેતાજીએ ડેપ્યુટિની પરવાનગી મેળવી પરીક્ષા લઈ લેવી.

( ૧૨ ) ધોરણોના ખપ પ્રમાણે સર્વ વિદ્યાર્થીઓએ પોતપોતાની ચોપડીઓ, સ્લેટો, કાગળો, કલમો, સાહી વગેરે લાવવાં જોઈએ. ખાતાએ મંજુર નહિ કરેલી એવી કોઈ ચોપડી, ચિત્રો, નકશા વગેરે નિશાળમાં વાપરવા કે લાવવા દેવા નહિ, અને કોઈ પણ વિદ્યાર્થીએ ટેક્સ્ટ-બુક અથવા ઇનામને માટે મંજુર નહિ થએલી ચોપડી નિશાળમાં લાવવી નહિ. " મીનિંગ બુકો " ( અર્થની ચોપડીઓ ) અને " ખુલાસાઓ " ની ચોપડીઓ વાપરવાની સખત મના છે.

( ૧૩ ) શરીરશિક્ષા ક્વચિતજ કરવી. જરૂર પડે ત્યારે તે કોઈ પણ આસિસ્ટંટે ન કરવી. મુખ્ય મહેતાજીએ પડે કરવી. હલકી નેતરની સોટી વાપરવી.

## પ્રકરણ ૨ જું. વિદ્યાર્થી દાખલ કરવા તથા ઉઠાડી લેવા વિષે.

( ૧ ) ચાર વર્ષથી ઓછી ઉમરના બાળકો સિવાય તથા કોઈ પણ ચેપી અથવા ઊડતા રોગવાળાં છોકરાં સિવાય બધા વિદ્યાર્થીઓને નિશાળોમાં દાખલ કરવામાં આવશે

( ૯ ) કોઈ પણ આસિસ્ટંટને દંડ કરવાનો અથવા તેને બરતરફ કરવાનો મહેતાજીને અધિકાર નથી.

( ૧૦ ) નિશાળનો ઓરડો વાળવાનું, નિશાળનો સામાન સાફ કરવાનું ઇત્યાદિ હલકું કામ કોઈ પણ વિદ્યાર્થી પાસે તેની મરજી ઉપરાંત અને કામ કરવા બદલ પૈસા આપ્યા સિવાય કરાવવું નહિ.

( ૧૧ ) વિદ્યાર્થીઓને યોગ્ય વર્ગોમાં ગોઠવવાની, અને વરસના અભ્યાસ મુજબ તથા વાર્ષિક પરીક્ષાના પરિણામ મુજબ ઉપલાં ધોરણોમાં રીતસર ચઢાવવાની જુમ્મેદારી મુખ્ય મહેતાજીને શિર છે. વિશેષ કરીને નિશાળીઆ નીચલાં ધોરણોમાં જોઈએ તે કરતાં વધારે મુદ્દત પડયા રહેશે તો તે માટે એ જવાબદાર ગણાશે. ડેપ્યુટિની વાર્ષિક પરીક્ષા જે તારીખે થવી જોઈએ તે તારીખ વીતી જઈ તેને વિલમ્બ થાય તો મુખ્ય મહેતાજીએ ડેપ્યુટિની પરવાનગી મેળવી પરીક્ષા લઈ લેવી.

( ૧૨ ) ધોરણોના ખપ પ્રમાણે સર્વ વિદ્યાર્થીઓએ પોતપોતાની ચોપડીઓ, સ્લેટો, કાગળો, કલમો, સાહી વગેરે લાવવાં જોઈએ. ખાતાએ મંજુર નહિ કરેલી એવી કોઈ ચોપડી, ચિત્રો, નકશા વગેરે નિશાળમાં વાપરવા કે લાવવા દેવાં નહિ, અને કોઈ પણ વિદ્યાર્થીએ ટેક્સ્ટ-બુક અથવા ઇનામને માટે મંજુર નહિ થએલી ચોપડી નિશાળમાં લાવવી નહિ. " મીનિંગ બુકો " ( અર્થની ચોપડીઓ ) અને " ખુલાસાઓ " ની ચોપડીઓ વાપરવાની સખત મના છે.

( ૧૩ ) શરીરશિક્ષા કવચિતજ કરવી. જરૂર પડે ત્યારે તે કોઈ પણ આસિસ્ટંટે ન કરવી. મુખ્ય મહેતાજીએ પડે કરવી. હલકી નેતરની સોટી વાપરવી.

## પ્રકરણ ૨ જું. વિદ્યાર્થી દાખલ કરવા તથા ઉઠાડી લેવા વિશે.

( ૧ ) ચાર વર્ષથી ઓછી ઉમરના બાળકો સિવાય તથા કોઈ પણ ચેપી અથવા ઊડતા રોગવાળાં છોકરાં સિવાય બધા વિદ્યાર્થીઓને નિશાળોમાં દાખલ કરવામાં આવશે.

( ૭ ) નિશાળમાં પહેલીજ વખત દાખલ થનાર વિદ્યાર્થીએ પોતાના માબાપ અથવા વાલીની સહીનુ ઉમરનુ સર્ટિફિકેટ રજુ કરવુ જોઈશે. આ સર્ટિફિકેટમાં જણાવેલી જન્મતારીખ નિશાળના રજિસ્ટરમાં નોધવામાં આવશે, અને માબાપ અગર વાલીને ખબર આપવી કે માત્ર અપવાદ તરીકે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશનની અથવા સિંધમાં એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની મંજુરી વગર પાછળથી જન્મતારીખ બદલવા દેવામાં આવશે નહિ. નિશાળ બદલવી પડે ત્યારે નવી નિશાળના રજિસ્ટરમાં લીવિંગ સર્ટિફિકેટમાં આપેલી જન્મતારીખ દાખલ કરવામાં આવશે.

( ૮ ) દાખલ થનાર વિદ્યાર્થીએ જો ખાતા તરફથી માન્ય કરેલી કોઈ પણ શાળામાં પહેલાં અભ્યાસ કર્યો હશે, તો તેણે છેલ્લી નિશાળનું મુકરર કરેલા નમુના મુજબનુ લીવિંગ સર્ટિફિકેટ રજુ કરવું જોઈશે જો કોઈ અમલદાર એમ કહે કે મને લીવિંગ સર્ટિફિકેટ આપવાની ના પાડે છે, તો નવી નિશાળના મહેતાજીએ પાછલી નિશાળના મહેતાજીને ખબર આપવી કે એ છોકરો દાખલ થવા માગે છે, અને આઠ દિવસની મુદતમાં સર્ટિફિકેટ નહિ આપવાનો સતોષકારક ખુલાસો ન મળે તો તેણે તે વિદ્યાર્થીને દાખલ કરવો, અને તરત ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને રિપોર્ટ કરવો. તે અમલદારે એ બાબતમા તજવીજ કરવી, અને તેનુ પરિણામ નવી નિશાળના મહેતાજીને જણાવવુ

( ૯ ) કોઈ વિદ્યાર્થીના માબાપ અથવા વાલી અરજ કરશે એટલે કઈ પણ ફી લીધા વગર મહેતાજી તરફથી તેની સહી સાથેનુ લીવિંગ સર્ટિફિકેટ વિદ્યાર્થીને મળી શકશે

(૧૦) જે નિશાળીઓ રજા લીધા વિના મહિનામા પન્દરથી વધારે દિવસ ગેરહાજર રહેશે, અથવા રજા લઈને લાગલાગટ ત્રણ મહિનાથી વધારે મુદત લગી ગેરહાજર રહેશે, તેનુ નામ રજિસ્ટરમાથી કાઢી નાખવામાં આવશે.

( ૧૧ ) કોઈ નિશાળીઓ માગણી કરે અને ચાર આના ફી આપે તો તેને મુખ્ય મહેતાજીએ સામાન્ય રજિસ્ટરમાથી પોતાની સહી સાથેનો ઉતારો આપવો.

( ૭ ) નિશાળમાં પહેલીજ વખત દાખલ થનાર વિદ્યાર્થીએ પોતાના માબાપ અથવા વાલીની સહીનું ઉમરનું સર્ટિફિકેટ રજુ કરવું જોઈશે. આ સર્ટિફિકેટમાં જણાવેલી જન્મતારીખ નિશાળના રજિસ્ટરમાં નોંધવામાં આવશે; અને માબાપ અગર વાલીને ખબર આપવી કે માત્ર અપવાદ તરીકે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની અથવા સિંધમાં એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની મંજુરી વગર પાછળથી જન્મતારીખ બદલવા દેવામાં આવશે નહિ. નિશાળ બદલવી પડે ત્યારે નવી નિશાળના રજિસ્ટરમાં લીવિંગ સર્ટિફિકેટમાં આપેલી જન્મતારીખ દાખલ કરવામાં આવશે.

( ૮ ) દાખલ થનાર વિદ્યાર્થીએ જે ખાતા તરફથી માન્ય કરેલી કોઈ પણ શાળામાં પહેલાં અભ્યાસ કર્યો હશે, તો તેણે છેલ્લી નિશાળનું મુકરર કરેલા નમુના મુજબનું લીવિંગ સર્ટિફિકેટ રજુ કરવું જોઈશે. જો કોઈ અરજદાર એમ કહે કે મને લીવિંગ સર્ટિફિકેટ આપવાની ના પાડે છે, તો નવી નિશાળના મહેતાજીએ પાછલી નિશાળના મહેતાજીને ખબર આપવી કે એ છોકરો દાખલ થવા માગે છે, અને આઠ દિવસની મુદતમાં સર્ટિફિકેટ નહિ આપવાનો સંતોષકારક ખુલાસો ન મળે તો તેણે તે વિદ્યાર્થીને દાખલ કરવો, અને તરત ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને રિપોર્ટ કરવો. તે અમલદારે એ બાબતમાં તજવીજ કરવી, અને તેનું પરિણામ નવી નિશાળના મહેતાજીને જણાવવું.

( ૯ ) કોઈ વિદ્યાર્થીના માબાપ અથવા વાલી અરજ કરશે એટલે કંઈ પણ ફી લીધા વગર મહેતાજી તરફથી તેની સહી સાથેનું લીવિંગ સર્ટિફિકેટ વિદ્યાર્થીને મળી શકશે.

(૧૦) જે નિશાળીઓ રજા લીધા વિના મહિનામાં પન્દરથી વધારે દિવસ ગેરહાજર રહેશે, અથવા રજા લઈને લાગલાગટ ત્રણ મહિનાથી વધારે મુદત લગી ગેરહાજર રહેશે, તેનું નામ રજિસ્ટરમાંથી કાઢી નાંખવામાં આવશે.

( ૧૧ ) કોઈ નિશાળીઓ માગણી કરે અને ચાર આના ફી આપે તો તેને મુખ્ય મહેતાજીએ સામાન્ય રજિસ્ટરમાંથી પોતાની સહી સાથેનો ઇન્તેખાબ આપવો.

( ૫ ) ફી બરાબર વસુલ કરવાની તથા તે સંભાળથી રાખવાની જવાબદારી તિજોરીમાં અથવા તાલુકા માસ્તરને મોકલતાં સુધી મહેતાજીને શિર છે. કોઈ વર્ગની ફી ઉઘરાવવાનું કામ તે પોતાના આસિસ્ટંટને સોંપશે તો તેનું જોખમ તેને ( મહેતાજીને ) શિર રહેશે.

## પ્રકરણ ૪ થું. પગાર લેવા અને વહેંચવા વિષે તથા કન્ટિજન્ટ, મરામત, વગેરેનાં નાણાંની વ્યવસ્થા.

( ૧ ) સર્વ મહેતાજીઓ તથા આસિસ્ટંટોને તેમનો પગાર તેમને ગામ પહોંચાડવામાં આવશે.

( ૨ ) પગારનાં નાણાં તાલુકા સિપાઈ લઈને આવે કે તરત પ્રત્યેક મહેતાજીએ પહોંચવહી પર પોતાની સહી કરી પોતાનો પગાર લેવો, અને તે પર આસિસ્ટન્ટોની સહી કરાવી તેમને તેમનો પગાર આપી દેવો. કોઈ પણ કારણસર સિપાઈને ખોટી કરવો નહિ.

( ૩ ) સિપાઈ પગાર લઈને આવે સારે નિશાળ બંધ હોય તો મહેતાજીએ આખી રકમ લઈ લેવી, પહોંચવહી પર સહી કરવી, અને નિશાળ ઉઘડેથી તરતજ આસિસ્ટંટોને તેમનો પગાર આપી દેવાની તજવીજ કરવી.

( ૪ ) મહેતાજી ગામમાં હાજર ન હોય તો જે આસિસ્ટન્ટના હવાલામાં નિશાળ હોય તેણે પગારનાં નાણાં લઈ તેની વ્યવસ્થા કરવી.

( ૫ ) કોઈ આસિસ્ટન્ટ ગેરહાજર હોય તો મુખ્ય મહેતાજીએ તેનો પગાર લઈ તેની વતી પહોંચવહી પર સહી કરવી. એ રીતે ગેરહાજર નોકરોનો લીધેલો પગાર તેઓ પાછા હાજર થાય કે તરત તેમને આપી દેવો અને નિશાળની પગારની પહોંચવહીમાં તેમની સહી લેવી. તેઓ તે મહિનો પૂરો થતા સુધીમાં પાછા હાજર ન થાય, તો માસિક પત્રક (નમુના ૭મું) માં તેમનો પગાર અનામત તરીકે બતાવવો. એ મહિનાથી વધારે મુદત સુધી એવી અનામત વ્યવસ્થા કર્યા વગર રહે, તો તેની શી વ્યવસ્થા કરવી તે વિષે ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને લખીને હુકમ મંગાવવો.

( ૬ ) તૂટક મુદતને માટે રાખેલા જે અવેજીઓનાં નામ સિપાઈની લાવેલી પહોંચવહીમાં દાખલ થયાં ન હોય તેમની સહી મહેતાજીએ નિશાળની

( ૫ ) ફી બરાબર વસુલ કરવાની તથા તે સંભાળથી રાખવાની જવાબદારી તિજોરીમાં અથવા તાલુકા માસ્તરને મોકલતાં સુધી મહેતાજીને શિર છે. કોઈ વર્ગની ફી ઉઘરાવવાનું કામ તે પોતાના આસિસ્ટંટને સોંપશે તો તેનું જોખમ તેને ( મહેતાજીને ) શિર રહેશે.

## પ્રકરણ ૪ થું. પગાર લેવા અને વહેંચવા વિષે તથા કન્ટિજન્ટ, મરામત, વગેરેનાં નાણાંની વ્યવસ્થા.

( ૧ ) સર્વ મહેતાજીઓ તથા આસિસ્ટંટોને તેમનો પગાર તેમને ગામ પહોંચાડવામાં આવશે.

( ૨ ) પગારનાં નાણાં તાલુકા સિપાઈ લઈને આવે કે તરત પ્રત્યેક મહેતાજીએ પહોંચવહી પર પોતાની સહી કરી પોતાનો પગાર લેવો, અને તે પર આસિસ્ટન્ટોની સહી કરાવી તેમને તેમનો પગાર આપી દેવો. કોઈ પણ કારણસર સિપાઈને ખોટી કરવો નહિ.

( ૩ ) સિપાઈ પગાર લઈને આવે ત્યારે નિશાળ બંધ હોય તો મહેતાજીએ આખી રકમ લઈ લેવી, પહોંચવહી પર સહી કરવી, અને નિશાળ ઉઘડેથી તરતજ આસિસ્ટંટોને તેમનો પગાર આપી દેવાની તજવીજ કરવી.

( ૪ ) મહેતાજી ગામમાં હાજર ન હોય તો જે આસિસ્ટન્ટના હવાલામાં નિશાળ હોય તેણે પગારનાં નાણાં લઈ તેની વ્યવસ્થા કરવી.

( ૫ ) કોઈ આસિસ્ટન્ટ ગેરહાજર હોય તો મુખ્ય મહેતાજીએ તેનો પગાર લઈ તેની વતી પહોંચવહી પર સહી કરવી. એ રીતે ગેરહાજર નોકરોનો લીધેલો પગાર તેઓ પાછા હાજર થાય કે તરત તેમને આપી દેવો અને નિશાળની પગારની પહોંચવહીમાં તેમની સહી લેવી. તેઓ તે મહિનો પૂરો થતા સુધીમાં પાછા હાજર ન થાય, તો માસિક પત્રક (નમુના જુદું) માં તેમનો પગાર અનામત તરીકે બતાવવો. એ મહિનાથી વધારે મુદત સુધી એવી અનામત વ્યવસ્થા કર્યા વગર રહે, તો તેની શી વ્યવસ્થા કરવી તે વિષે ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને લખીને હુકમ મંગાવવો.

( ૬ ) તૂટક મુદતને માટે રાખેલા જે અવેજીઓનાં નામ સિપાઈની લાવેલી પહોંચવહીમાં દાખલ થયાં ન હોય તેમની સહી મહેતાજીએ નિશાળની

## પ્રકરણ ૫ મું.

### નિશાળની હાજરી તથા તહેવારો.

( ૧ ) ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરે સ્થાનિક જરૂરીઆત પ્રમાણે મુકરર કરેલ વખતે દરરોજ નિશાળ ભરાશે.

( ૨ )દરરોજના કામ કરવાના કલાકની સંખ્યા વધારેમાં વધારે ૭ની ઠેરવવામાં આવે છે, અને નિયમ તરીકે કોઈ પણ નિશાળમાં એકી વખતે લાગલાગટ ત્રણ કલાકથી ઉપરાંત શિક્ષણ આપવું નહિ.

( ૩ ) પ્રત્યેક નિશાળમાં રવિવારે આખા દિવસની અને અઠવાડીઆના કોઈ બીજા દિવસે અર્ધા દિવસની રજા પાળવી. વળી ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર અથવા બીજો તપાસનાર અમલદાર નિશાળની વાર્ષિક પરીક્ષા પછી તરતજ એક અઠવાડીઆની રજા આપી શકશે. બીજા મજુર કરેલા તહેવારો કોઈ પણ પ્રસંગે કેલેન્ડર * વર્ષમાં છોકરાની નિશાળો માટે ૩૦ દિવસથી, અને છોકરીઓની નિશાળો માટે ૪૦ દિવસથી વધવા ન જોઈએ. વસ્તીની જુદી જુદી જાતો માટે સ્થાનિક જરૂરીઆત પ્રમાણે એ તહેવારોની વહેંચણીનો નિર્ણય ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર કરશે. નીચલા તહેવારો બધી નિશાળોમાં પાળવા.

| | |
|---|---|
| નાતાલનો દિવસ. | ગુડ ફ્રાઈડે. |
| ઇંગ્રેજી બેસતા વર્ષનો દિવસ. | શહેનશાહનો જન્મદિવસ. |

દરેક નિશાળમાં બધા તહેવારોની યાદી ટાંગવી જોઈએ.

( ૪ ) નિશાળનું કામ વખતસર શરૂ થાય તેટલા માટે શિક્ષકોએ અને નિશાળીઆઓએ નિશાળના ઠેરવેલા વખતથી દસ મિનિટ અગાઉ આવી હાજર થવું, એ વર્ગો ગોઠવીને નિશાળીઆને બેસાડી દેવા, તથા વખતસર કામ શરૂ કરવાની બધી તૈયારીઓ કરવી.

( ૫ ) નિશાળના ઠેરવેલા વખતમાં શિક્ષકોએ નિશાળમાં હાજર રહી પોતાનું તમામ લક્ષ શિખવવામાં લગાડવું જોઈએ. આવતા માસને માટે હાજરીપત્રકો લખીને તૈયાર કરવામાં મહિનાની છેલ્લી તારીખે બે ત્રણ કલાક રોકાય તે સિવાય કંઈ પણ ખાનગી કે દફતરી કામ કરવું નહિ.

---

* તા. ૧ લી જાન્યુઆરિથી તા. ૩૧ મી ડીસેમ્બર સુધીનું અંગ્રેજી પંચાંગનું વર્ષ.

## પ્રકરણ ૫ મું.

### નિશાળની હાજરી તથા તહેવારો.

( ૧ ) ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરે સ્થાનિક જરૂરીઆત પ્રમાણે મુકરર કરેલે વખતે દરરોજ નિશાળ ભરાશે.

( ૨ )દરરોજના કામ કરવાના કલાકની સંખ્યા વધારેમાં વધારે ૭-ની ઠેરવવામાં આવે છે, અને નિયમ તરીકે કોઈ પણ નિશાળમાં એકી વખતે લાગલાગટ ત્રણ કલાકથી ઉપરાંત શિક્ષણ આપવું નહિ.

( ૩ ) પ્રત્યેક નિશાળમાં રવિવારે આખા દિવસની અને અઠવાડીઆના કોઈ બીજા દિવસે અર્ધા દિવસની રજા પાળવી. વળી ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર અથવા બીજો તપાસનાર અમલદાર નિશાળની વાર્ષિક પરીક્ષા પછી તરતજ એક અઠવાડીઆની રજા આપી શકશે. બીજા મંજુર કરેલા તહેવારો કોઈ પણ પ્રસંગે કેલેન્ડર * વર્ષમાં છોકરાની નિશાળો માટે ૩૦ દિવસથી, અને છોકરીઓની નિશાળો માટે ૪૦ દિવસથી વધવા ન જોઈએ. વસ્તીની જુદી જુદી જાતો માટે સ્થાનિક જરૂરીઆત પ્રમાણે એ તહેવારોની વહેંચણીનો નિર્ણય ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર કરશે. નીચલા તહેવારો બધી નિશાળોમાં પાળવા.

નાતાલનો દિવસ. ગુડ ફ્રાઇડે.
ઈંગ્રેજી બેસતા વર્ષનો દિવસ. શહેનશાહનો જન્મદિવસ.

દરેક નિશાળમાં બધા તહેવારોની યાદી ટાંગવી જોઈએ.

(૪) નિશાળનું કામ વખતસર શરૂ થાય તેટલા માટે શિક્ષકોએ અને નિશાળીઆઓએ નિશાળના ઠેરવેલા વખતથી દસ મિનિટ અગાઉ આવી હાજર થવું, એ વર્ગો ગોઠવીને નિશાળીઆને બેસાડી દેવા, તથા વખતસર કામ શરૂ કરવાની બધી તૈયારીઓ કરવી.

( ૫ ) નિશાળના ઠેરવેલા વખતમાં શિક્ષકોએ નિશાળમાં હાજર રહી પોતાનું તમામ લક્ષ શિખવવામાં લગાડવું જોઈએ. આવતા માસને માટે હાજરીપત્રકો લખીને તૈયાર કરવામાં મહિનાની છેલ્લી તારીખે બે ત્રણ કલાક રોકાય તે સિવાય કંઈ પણ ખાનગી કે દફતરી કામ કરવું નહિ.

* તા. ૧ લી જાન્યુઆરિથી તા. ૩૧ મી ડીસેમ્બર સુધીનું અંગ્રેજી પંચાંગનું વર્ષ.

૩ નમરનુ રજિસ્ટર (કેટેલૉગ)
૪ ડેડસ્ટોક (સામાનનુ રજિસ્ટર)
૫ પુસ્તકો તથા નકશાઓનુ રજિસ્ટર.
૬ માસિકપત્રક
૭ લોકલફંડ ભરનારાઓનુ રજિસ્ટર.
૮ માસિક પગારની પહોચવહી
૯ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર તરફ મોકલવાના વાર્ષિક પત્રકો.
૧૦ જાવક બારનીશી
૧૧ આવક બારનીશી
૧૨ રજાની અરજીના નમુના
૧૩ કમ્પ્લીશન (આગમન અગર બાધકાન પૂરૂ થયાનુ) સર્ટિફિકેટ
૧૪ વખતપત્રક
૧૫ મહેતાજીની નોંધવહી.
૧૬ લીવિંગ સર્ટિફિકેટ

વિઝિટર્સ બુક, ઉંમરના સર્ટિફિકેટની ફાઇલ, લોકલફંડ ભરનારના સર્ટિફિકેટની ફાઇલ, લીવિંગ સર્ટિફિકેટોની ફાઈલ

પત્રકો શી રીતે ભરવા તે વિષે દરેક પત્રકના નમુનામા સૂચનાઓ આપી છે તે પર બરાબર લક્ષ આપવુ

(૨) અવળા રજિસ્ટરો અને દફતરો નિશાળની મિલકત છે, અને મહેતાજીની બદલી થાય તે વારે કોઈ પણ કારણસર તેણે તે સાથે લઈ જવા નહિ.

(૩) સર્વે રિપોર્ટો અને પત્રકો વખતસર મોકલવાની, રજિસ્ટરો સ્વચ્છ અને નિયમસર રાખવાની, તથા નિશાળના દફતરો સહીસલામત રાખવાની જવાબદારી મહેતાજીને શિર છે.

(૪) લોકલબોર્ડ નિશાળોના મહેતાજીઓએ માત્ર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર જોડે પત્રવ્યવહાર રાખવો પરંતુ ઇન્સ્પેક્ટર તરફથી પત્રાદિ લખાણ આવે તો તેનો બારોબાર ઉત્તર લખી મોકલવામા વિલંબ કરવો નહિ તાબાના નોકરોએ પોતાની અરજીઓ અને રિપોર્ટ મહેતાજીની મારફત મોકલવા, અને તે પર મહેતાજીએ પોતાનો અભિપ્રાય લખીને તે રવાને કરવા

૩ નંબરનું રજિસ્ટર (કેટેલૉગ)
૪ ડેડસ્ટૉક (સામાનનું રજિસ્ટર).
૫ પુસ્તકો તથા નકશાઓનું રજિસ્ટર.
૬ માસિકપત્રક.
૭ લોકલફંડ ભરનારાઓનું રજિસ્ટર.
૮ માસિક પગારની પહોંચવહી.
૯ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર તરફ મોકલવાનાં વાર્ષિક પત્રકો.
૧૦ જાવક બારનીશી.
૧૧ આવક બારનીશી.
૧૨ રજાની અરજીના નમુના.
૧૩ કમ્પ્લીશન (મરામત અગર બાંધકામ પૂરું થયાનું) સર્ટિફિકેટ.
૧૪ વખતપત્રક.
૧૫ મહેતાજીની નોંધવહી.
૧૬ લીવિંગ સર્ટિફિકેટ.

વિઝિટર્સ બુક, ઉમરના સર્ટિફિકેટની ફાઇલ, લોકલફંડ ભરનારના સર્ટિફિકેટની ફાઇલ, લીવિંગ સર્ટિફિકેટોની ફાઇલ.

પત્રકો શી રીતે ભરવાં તે વિષે દરેક પત્રકના નમુનામાં સૂચનાઓ આપી છે તે પર બરાબર લક્ષ આપવું.

(૨) સઘળાં રજિસ્ટરો અને દફતરો નિશાળની મિલકત છે, અને મહેતાજીની બદલી થાય તે વારે કોઈ પણ કારણસર તેણે તે સાથે લઈ જવાં નહિ.

(૩) સર્વે રિપોર્ટો અને પત્રકો વખતસર મોકલવાની, રજિસ્ટરો સ્વચ્છ અને નિયમસર રાખવાની, તથા નિશાળનાં દફતરો સહીસલામત રાખવાની જવાબદારી ગરતાજીને શિર છે.

(૪) લોકલબોર્ડ નિશાળોના મહેતાજીઓએ માત્ર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર જોડે પરબાર્યો પત્રવહેવાર રાખવો; પરંતુ ઇન્સ્પેક્ટર તરફથી પરબાર્યું લખાણ આવે તો તેનો બારોબાર ઉત્તર લખી મોકલવામાં વિલંબ કરવો નહિ. તાબાના નોકરોએ પોતાની અરજીઓ અને રિપોર્ટો મહેતાજીની મારફત મોકલવાં, અને તે પર મહેતાજીએ પોતાનો અભિપ્રાય લખીને તે રવાને કરવાં.

ગેરહાજર સખ્સના પગાર કરતાં વધારે ખરચ થયા સિવાય તેનું કામ ચલાવવા માટે સંતોષકારક ગોઠવણ થઈ નહિ શકે તો હકની રજા આપવામાં આવશે નહિ.

( બ ) પૂરતું કારણ બતાવવામાં આવશે ત્યારે ડાક્ટરના સર્ટિફિકેટથી એકન્દર ત્રણ વર્ષની રજા મળી શકશે, પરન્તુ એકી વખતે બે વર્ષથી વધારે નહિ. તેનું કામ ચલાવવાની યોગ્ય ગોઠવણ થઈ શકશે તો ગેરહાજરીની પ્રત્યેક મુદ્દતના પહેલા પંદર મહિના લગી તેને નીમે પગાર મળશે, પરતુ એકન્દર ૩૦ મહિના કરતાં વધારે મુદત તે નહિ મળે, અને બાકીની મુદતમાં ચોથા ભાગનો પગાર મળશે.

( ક ) ૭ વર્ષ લાગલાગટ નોકરી કીધા પછી એકી વખતે ૭ માસની ખાનગી કામની રજા મળી શકશે. અને પછી ૭ ૭ વર્ષે તેફરી ફરી મળી શકશે. ( બ ) માં જણાવેલી શરત પ્રમાણે એવી ગેરહાજરીમાં અર્ધો પગાર મળશે.

( ડ ) જે મહેતાજીઓએ ખાનગી કામની રજા ભોગવી નહિ હોય તેમને હેઠળ લખ્યા પ્રમાણે ફર્લો રજા મળશે:—

૧૦ વર્ષે એક વર્ષ અથવા તેથી ઓછી મુદત, અને ત્યાર પછી આઠ આઠ વર્ષે એક વર્ષ અથવા તેથી ઓછી મુદત; અથવા ૧૮ વર્ષની નોકરી થયા કેડે બે વર્ષ અથવા તેથી ઓછી મુદત, અને ત્યાર પછી આઠ આઠ વર્ષે એકેક વર્ષ અથવા તેથી ઓછી મુદત, પરંતુ એકન્દર બે વર્ષ કરતાં વધારે મુદતની ફર્લો રજા મળશે નહિ. ૭ અઠવાડીઆથી વધારે મુદતની હકની રજા ભોગવ્યા પછી ૧૮ મહિના વીત્યા પહેલાં ફર્લો અપાશે નહિ. ( બ ) માં લખેલી શરતને અનુસરી એવી ગેરહાજરીમાં નીમે પગાર આપવામાં આવશે.

( ઈ ) કાયદા પ્રમાણે બીજી કોઈ પણ પ્રકારની રજા મળી શકે એમ ન હોય ત્યારે જેટલી જરૂર હશે તેટલી મુદતની પગાર કપાતે રજા આપવામાં આવશે.

( ફ ) ટ્રેનિંગ કૉલેજની અથવા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવાની જે મહેતાજીઓની અને આસિસ્ટંટોની ઇચ્છા હશે તેમને ચાલુ પગારે

ગેરહાજર સખ્સના પગાર કરતાં વધારે ખરચ થયા સિવાય તેનું કામ ચલાવવા માટે સંતોષકારક ગોઠવણ થઈ નહિ શકે તો હકની રજા આપવામાં આવશે નહિ.

( બ ) પૂરતું કારણ બતાવવામાં આવશે ત્યારે ડાક્ટરના સર્ટિફિકેટથી એકંદર ત્રણ વર્ષની રજા મળી શકશે, પરન્તુ એકી વખતે બે વર્ષથી વધારે નહિ. તેનું કામ ચલાવવાની યોગ્ય ગોઠવણ થઈ શકશે તો ગેરહાજરીની પ્રત્યેક મુદતના પહેલા પંદર મહિના લગી તેને નીમે પગાર મળશે, પરંતુ એકન્દર ૩૦ મહિના કરતાં વધારે મુદત તે નહિ મળે, અને બાકીની મુદતમાં ચોથા ભાગનો પગાર મળશે.

( ક ) ૭ વર્ષ લાગલાગટ નોકરી કીધા પછી એકી વખતે ૭ માસની ખાનગી કામની રજા મળી શકશે. અને પછી ૭ ૭ વર્ષે તેફરી ફરી મળી શકશે. ( બ ) માં જણાવેલી શરત પ્રમાણે એવી ગેરહાજરીમાં અર્ધો પગાર મળશે.

( ડ ) જે મહેતાજીઓએ ખાનગી કામની રજા ભોગવી નહિ હોય તેમને હેઠળ લખ્યા પ્રમાણે ફર્લો રજા મળશેઃ—
૧૦ વર્ષે એક વર્ષ અથવા તેથી ઓછી મુદત, અને ત્યાર પછી આઠ આઠ વર્ષે એક વર્ષ અથવા તેથી ઓછી મુદત; અથવા ૧૮ વર્ષની નોકરી થયા કેડે બે વર્ષ અથવા તેથી ઓછી મુદત, અને ત્યાર પછી આઠ આઠ વર્ષે એકેક વર્ષ અથવા તેથી ઓછી મુદત, પરંતુ એકન્દર બે વર્ષ કરતાં વધારે મુદતની ફર્લો રજા મળશે નહિ. ૭ અઠવાડીઆથી વધારે મુદતની હકની રજા ભોગવ્યા પછી ૧૮ મહિના વીત્યા પહેલાં ફર્લો અપાશે નહિ. ( બ ) માં લખેલી શરતને અનુસરી એવી ગેરહાજરીમાં નીમે પગાર આપવામાં આવશે.

( ઈ ) કાયદા પ્રમાણે બીજી કોઈ પણ પ્રકારની રજા મળી શકે એમ ન હોય ત્યારે જેટલી જરૂર હશે તેટલી મુદતની પગાર કપાતે રજા આપવામાં આવશે.

( ફ ) ટ્રેનિંગ કૉલેજની અથવા વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવાની જે મહેતાજીઓની અને આસિસ્ટંટોની ઇચ્છા હશે તેમને ચાલુ પગારે

રજા લેનાર નોકરની ગેરહાજરીમાં તેનું કામ ચલાવવાને કરવા ધારેલી ગોઠવણો જણાવવી. જો આ સઘળી બાબતો ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને સંતોષકારક નહિ જણાય તો ગેરહાજર રહેનાર સખ્સનો ગેરહાજરીની મુદ્દતનો પૂરો પગાર કપાશે. એવી રજા પરથી પાછા હાજર થયેથી પણ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને રિપોર્ટ કરવો. (તા ૧ લી એપ્રિલથી તા. ૩૧ મી માર્ચ સુધીમાં એટલે) એક સરકારી વર્ષમાં કોઈ પણ કાગ્ણસર વીસ કરતાં વધારે દિવસની રજા ભોગવી શકાશે નહિ

(૫) નિશાળનો મુખ્ય અથવા એકલો મહેતાજી કોઈ પણ પ્રકારની રજા પર જવાનો હોય ત્યારે તેણે પોતાના ઇરાદા વિષે ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને તથા સ્કૂલકમિટિને ખબર આપવી.

(૬) (કેઝ્યુઅલ રજા સિવાય બીજી) રજાની તમામ અરજીઓ નમુના ૧૨ પ્રમાણે કરવી

(૭) કોઈ પણ મહેતાજી અથવા આસિસ્ટંટ ચોથા નિયમમાં બતાવેલી કેઝ્યુઅલ રજા સિવાય બીજી રજા પર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની અગાઉથી પરવાનગી લીધા વિના જઈ શકશે નહિ, અને તેણે મજુર થએલી મુદ્દતની અંદર નોકરી ઉપર પાછા હાજર થવુ જોઈશે. આ નિયમ તોડશે તો પગારનું નુકસાન થશે, દંડ થશે, અને કદાચ નોકરી જશે. એક મહિના કરતા વધારે મુદ્દત ગેરહાજર રહેશે તો પાછલી નોકરી રદ જશે

(૮) એક મહિનાની અથવા તે કરતા વધારે મુદ્દતની રજા આપવામાં આવી હોય ત્યારે રજાની મુદ્દત વધારવા માટેની તમામ અરજીઓ આપેલી રજા પૂરી થવાના ઓછામાં ઓછા પદર દિવસ પહેલાં કરવી જોઈએ.

(૯) કોઈ પણ શિક્ષકે રજા લીધી હોય અથવા રવિવાર અને તહેવાર હોય તે સિવાય કોઈ બીજે દિવસે પોતાનુ ગામ છોડીને જવુ નહિ. રજાના દિવસની અથવા રવિવાર અથવા તહેવારના દિવસની સાંજ સુધીમાં તેણે પોતાને મુકામે અવસ્ય પાછા હાજર થવુ જોઈએ.

(૧૦) ઇન્સાફની કોર્ટમા હાજર થવાનો શિક્ષક પર સમન્સ આવે તો તેણે એકદમ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને તે હકીકતનો રિપોર્ટ કરવો. વળી તે કઈ તારીખે ગયો અને નોકરી પરથી કેટલી મુદ્દત ગેરહાજર રહ્યો તેનો તેણે

રજા લેનાર નોકરની ગેરહાજરીમાં તેનું કામ ચલાવવાને કરવા ધારેલી ગોઠવણો જણાવવી. જો આ સઘળી બાબતો ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને સંતોષકારક નહિ જણાય તો ગેરહાજર રહેનાર સખ્સનો ગેરહાજરીની મુદતનો પૂરો પગાર કપાશે. એવી રજા પરથી પાછા હાજર થયેથી પણ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને રિપોર્ટ કરવો. (તા. ૧ લી એપ્રિલથી તા. ૩૧ મી માર્ચ સુધીમાં એટલે) એક સરકારી વર્ષમાં કોઈ પણ કારણસર વીસ કરતાં વધારે દિવસની રજા ભોગવી શકાશે નહિ.

(૫) નિશાળનો મુખ્ય અથવા એકલો મહેતાજી કોઈ પણ પ્રકારની રજા પર જવાનો હોય ત્યારે તેણે પોતાના ઇરાદા વિષે ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને તથા સ્કૂલકમિટિને ખબર આપવી.

(૬) (કેઝ્યુઅલ રજા સિવાય બીજી) રજાની તમામ અરજીઓ નમુના ૧૨ પ્રમાણે કરવી.

(૭) કોઈ પણ મહેતાજી અથવા આસિસ્ટંટ ચોથા નિયમમાં બતાવેલી કેઝ્યુઅલ રજા સિવાય બીજી રજા પર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરની અગાઉથી પરવાનગી લીધા વિના જઈ શકશે નહિ, અને તેણે મંજુર થએલી મુદતની અંદર નોકરી ઉપર પાછા હાજર થવું જોઈશે. આ નિયમ તોડશે તો પગારનું નુકસાન થશે, દંડ થશે, અને કદાચ નોકરી જશે. એક મહિના કરતાં વધારે મુદત ગેરહાજર રહેશે તો પાછલી નોકરી રદ જશે.

(૮) એક મહિનાની અથવા તે કરતાં વધારે મુદતની રજા આપવામાં આવી હોય ત્યારે રજાની મુદત વધારવા માટેની તમામ અરજીઓ આપેલી રજા પૂરી થવાના ઓછામાં ઓછા પંદર દિવસ પહેલાં કરવી જોઈએ.

(૯) કોઈ પણ શિક્ષકે રજા લીધી હોય અથવા રવિવાર અને તહેવાર હોય તે સિવાય કોઈ બીજે દિવસે પોતાનું ગામ છોડીને જવું નહિ. રજાના દિવસની અથવા રવિવાર અથવા તહેવારના દિવસની સાંજ સુધીમાં તેણે પોતાને મુકામે અવશ્ય પાછા હાજર થવું જોઈએ.

(૧૦) ઇન્સાફની કોર્ટમાં હાજર થવાનો શિક્ષક પર સમન્સ આવે તો તેણે એકદમ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરને તે હકીકતનો રિપોર્ટ કરવો. વળી તે કઈ તારાખે ગયો અને નોકરી પરથી કેટલી મુદત ગેરહાજર રહ્યો તેનો તેણે

## પ્રકરણ ૮. મુસાફરીભથ્થાં (ટ્રાવેલિંગ ઍલાવન્સીઝ).

(૧) સરકારી નોકરીને અંગે કરેલી મુસાફરીમાં થએલા ખરે ખરા ખરચ બદલ અમલદારને મુસાફરીભથ્થુ આપવામાં આવે છે ભથ્થુ એ નફાનુ સાધન ન સમજવુ—એ એક અગત્યનો નિયમ છે, અને અમલદારો (સરકારી) કામસર મુસાફરી કરતા હોય ત્યારે તેમની સાથેના તેમના કુટુંબને (મુસાફરી) ખરચ બદલ આ ધારાઓમાં ખાસ બતાવ્યુ હોય તે સિવાય ભથ્થુ આપવામાં આવશે નહિ

(૨) અમલદાર દરેક વખતે જે જે ખરચ કરે તે યથાજ તેને આપવાના ઇરાદાથી મુસાફરીભથ્થાસંબંધી નિયમો ઘડવામાં આવેલા નથી. એનો હેતુ એવો છે કે મુસાફરીને લીધે થતો વધારાનો સરાસરી ખરચ અમલદારને પૂરો કરી આપવો

(૩) મુસાફરીભથ્થુ ગણવામાં બે મુકામ વચ્ચેની મુસાફરી, જઈ શકાય એવા બે અથવા તેથી વધારે માર્ગ હોય તેમાંથી ટુકામાં ટુકે માર્ગે, અથવા સરખા ટુકા માર્ગોમાંથી ઓછામાં ઓછા ખરચવાળે માર્ગે કેલી ગણાશે

(૪) વર્નાક્યુલર (સુપીરિયર) નોકરીના શિક્ષકોની સરકારસગવડ માટે એક ઠેકાણેથી બીજે ઠેકાણે બદલી થએથી તેમને નીચે જણાવ્યા પ્રમાણે ભથ્થુ મળી શકશે

અ રસ્તાની મુસાફરી માટે માઈલે બે આના પ્રમાણે માઈલેજ *

બ રેલવેની મુસાફરી બદલ ૫૦ અથવા તે ઉપરાતના પગારવાળાને બીજા વર્ગનુ બેવડુ ભાડુ, અને રૂ ૧૧ થી ૪૯ સુધીના પગારદારને ત્રીજા વર્ગનુ બેવડુ ભાડુ.

ક સમુદ્રને રસ્તે મુસાફરી કરતા શિક્ષકની સાથે ખરેખર મુસાફરી કરતાં તેના કુટુંબના કોઈ પણ માણસને કોઈ પણ સબબ અને પૂ[illegible]સની અ[illegible]થી તેની સાથે મુસાફરી કરવાનુ ન બની આવે તો બદલીવાળા મુકામે [illegible]તાને મુકામે પલદારે તે માણસનુ ભાડાખરચ મંજુર કરવુ તે એવી શરતે [illegible](૧૦) ઇન્સાફ્નસા સ્ત્રીએ) શિક્ષકની બદલી થયા પછી ૭ મહિનાની [illegible] ઉપ્યુટિ ઇન ના અગાઉ એક મહિનાથી વધુ મુદ્દત પહેલા ન જવુ

[illegible] નોકરી — દર માઈલે અપાતુ ભથ્થુ

## પ્રકરણ ૮. મુસાફરીભથ્થાં (ટ્રાવેલિંગ ઍલાવન્સીઝ).

(૧) સરકારી નોકરીને અંગે કરેલી મુસાફરીમાં થએલા ખરેખરા ખરચ બદલ અમલદારને મુસાફરીભથ્થું આપવામાં આવે છે. ભથ્થું એ નફાનું સાધન ન સમજવું—એ એક અગત્યનો નિયમ છે, અને અમલદારો (સરકારી) કામસર મુસાફરી કરતા હોય ત્યારે તેમની સાથેના તેમના કુટુંબને (મુસાફરી) ખરચ બદલ આ ધારાઓમાં ખાસ બતાવ્યું હોય તે સિવાય ભથ્થું આપવામાં આવશે નહિ.

(૨) અમલદાર દરેક વખતે જે જે ખરચ કરે તે બધોજ તેને આપવાના ઇરાદાથી મુસાફરીભથ્થાસંબંધી નિયમો ઘડવામાં આવેલા નથી. એનો હેતુ એવો છે કે મુસાફરીને લીધે થતા વધારાનો સરાસરી ખરચ અમલદારને પૂરો કરી આપવો.

(૩) મુસાફરીભથ્થું ગણવામાં બે મુકામ વચ્ચેની મુસાફરી, જઈ શકાય એવા બે અથવા તેથી વધારે માર્ગ હોય તેમાંથી ટુંકામાં ટુંકે માર્ગે, અથવા સરખા ટુંકા માર્ગોમાંથી ઓછામાં ઓછા ખરચવાળે માર્ગે કરેલી ગણાશે.

(૪) ચઢિઆતી (સુપીરિઅર) નોકરીના શિક્ષકોની સરકારસગવડ માટે એક ઠેકાણેથી બીજે ઠેકાણે બદલી થએથી તેમને નીચે જણાવ્યા પ્રમાણે ભથ્થું મળી શકશે.

अ. ઘોરરસ્તાની મુસાફરી માટે માઈલે બે આના પ્રમાણે માઈલેજ.*

च. રેલવેની મુસાફરી બદલ ૫૦ અથવા તે ઉપરાંતના પગારવાળાને બીજા વર્ગનું બેવડું ભાડું, અને રૂ. ૧૧ થી ૪૯ સુધીના પગારદારને ત્રીજા વર્ગનું બેવડું ભાડું.

क. સમુદ્રને રસ્તે મુસાફરી બદલ શિક્ષકની સાથે ખરેખર મુસાફરી કરતા તેના કુટુંબના કોઈ પણ માણસને કોઈ પણ સબળ અને પુરાવાસની અડચણથી તેની સાથે મુસાફરી કરવાનું ન બની આવે તો બદલી પોતાને મુકામે અમલદારે તે માણસનું ભાડાખરચ મંજુર કરવું. તે એવી શરતે [illegible](૧૦) ઇન્સ્ટ્રક્શન્સ સ્ત્રીએ) શિક્ષકની બદલી થયા પછી ૭ મહિનાની [illegible] ઉપર્યુક્ત ઇન્તાં અગાઉ એક મહિનાથી વધુ મુદ્દત પહેલાં ન જવું.

---

* દર માઈલે અપાતું ભથ્થું.

(૯) ફરી શિક્ષણ લેવા બોલાવેલા શિક્ષકોનો નીચે પ્રમાણે મુસાફરી ભથ્થાનો હક થશે.

સ્ટીમર અને રેલવે ભાડું ઉપર કહ્યા મુજબ; અને જ્યારે થોડી મુસાફરી પગરસ્તે અને થોડી રેલવે અથવા સ્ટીમર મારફત કરે, ત્યારે પગરસ્તાની મુસાફરીના રોજના ભથ્થાના દર કરતાં વધે નહિ એટલું માઈલેજ. આવે પ્રસંગે કુટુંબનાં માણસોનો ભાડા ખરચ મળશે નહિ.

ફક્ત પગરસ્તાની મુસાફરી માટે દરરોજના પંદર માઈલ લેખે રોજના ભથ્થાથી વધે નહિ એટલુ માઈલેજ.

(૧૦) (૧) કોઈ પણ ફોજદારી દાવામાં—લશ્કરી અદાલત (કોર્ટ માર્શલ) આગળ ચાલે એવા કેસનો પણ આમાં સમાવેશ થાય છે-અથવા (૨) જેમાં પક્ષકાર તરીકે સરકાર હોય એવા દિવાની દાવામાં, શિક્ષકને જે હકીકત એની જાણમાં આવી હોય તેનો અથવા સરકારી નોકર તરીકે કંઈ કામ કરવુ પડયું હોય તેનો પુરાવો આપવાને કોર્ટના હુકમથી હાજર થવાનું હોય તો જાણે ફરી શિક્ષણ લેવાને માટે બોલાવ્યા હોય તે પ્રમાણે ભત્થુ આકારવું; અને કોર્ટના નિયમ પ્રમાણે જે મુસાફરી ભથ્થા પર તેનો હક થતો હોય તે કોર્ટમાંથી લેવુ, અને આકારેલા મુસાફરીના ભથ્થામાંથી તેટલી રકમ બાદ કરવી.

જે માસ્તર રજા પર હોય અને જેના પર ઉપર જણાવેલી કોર્ટ આગળ હાજર થઈ સાક્ષી આપવાનો સમન્સ હોય, તેને આ ધારા મુજબ તે જાણે નોકરી પર હાજર હોય તેમ ગણી જે ઠેકાણેથી તેને બોલાવેલો હોય ત્યાંથી જવા આવવાનું મુસાફરીભત્થુ મળશે.

(૧૧) (ઉપર જણાવેલા સિવાયના) બીજા સંજોગોમાં સાક્ષી આપવા હાજર થવાનો હુકમ મળ્યો હોય તો શિક્ષકને કોર્ટના નિયમ પ્રમાણે જે ભત્થું માગી શકતુ હોય તે સિવાય બીજા કોઈ પણ પ્રકારના ભથ્થા પર સરકારી નોકર તરીકે તેનો હક થતો નથી. પણ કોર્ટ તરફથી મુસાફરીખરચ બદલ જે ભત્થું મળે તે ઉપરાંત ખોરાકી ભથ્થા તરીકે અથવા બદલા તરીકે કંઈ રકમ મળે તે એક અથવા એકથી જેટલા વધુ દિવસ તે ગેરહાજર રહે તેનો પૂરો પગાર આકારતા પહેલાં સરકારમાં ભરી દેવી.

## પ્રકરણ ૯. પેન્શન.

(૧) ભવિષ્યની સારી વર્તણૂક એ દરેક પેન્શન માટેની ગર્ભિત શરત છે.

(૯) ફરી શિક્ષણ લેવા બોલાવેલા શિક્ષકોનો નીચે પ્રમાણે મુસાફરી ભથ્થાનો હક થશે.

સ્ટીમર અને રેલવે ભાડું ઉપર કહ્યા મુજબ; અને જ્યારે થોડી મુસાફરી પગરસ્તે અને થોડી રેલવે અથવા સ્ટીમર મારફત કરે, ત્યારે પગરસ્તાની મુસાફરીના રોજના ભથ્થાના દર કરતાં વધે નહિ એટલું માઈલેજ. આવે પ્રસંગે કુટુંબનાં માણસોનો ભાડા ખરચ મળશે નહિ.

ફક્ત પગરસ્તાની મુસાફરી માટે દરરોજના પંદર માઈલ લેખે રોજના ભથ્થાથી વધે નહિ એટલું માઈલેજ.

(૧૦) (૧) કોઈ પણ ફોજદારી દાવામાં—લશ્કરી અદાલત (કોર્ટ માર્શલ) આગળ ચાલે એવા કેસનો પણ આમાં સમાવેશ થાય છે—અથવા (૨) જેમાં પક્ષકાર તરીકે સરકાર હોય એવા દિવાની દાવામાં, શિક્ષકને જે હકીકત એની જાણમાં આવી હોય તેનો અથવા સરકારી નોકર તરીકે કંઈ કામ કરવું પડયું હોય તેનો પુરાવો આપવાને કોર્ટના હુકમથી હાજર થવાનું હોય તો જાણે ફરી શિક્ષણ લેવાને માટે બોલાવ્યા હોય તે પ્રમાણે ભથ્થું આકારવું; અને કોર્ટના નિયમ પ્રમાણે જે મુસાફરી ભથ્થા પર તેનો હક થતો હોય તે કોર્ટમાંથી લેવું, અને આકારેલા મુસાફરીના ભથ્થામાંથી તેટલી રકમ બાદ કરવી.

જે માસ્તર રજા પર હોય અને જેના પર ઉપર જણાવેલી કોર્ટ આગળ હાજર થઈ સાક્ષી આપવાનો સમન્સ હોય, તેને આ ધારા મુજબ તે જાણે નોકરી પર હાજર હોય તેમ ગણી જે ઠેકાણેથી તેને બોલાવેલો હોય ત્યાંથી જવા આવવાનું મુસાફરીભથ્થું મળશે.

(૧૧) (ઉપર જણાવેલા સિવાયના) બીજા સંજોગોમાં સાક્ષી આપવા હાજર થવાનો હુકમ મળ્યો હોય તો શિક્ષકને કોર્ટના નિયમ પ્રમાણે જે ભથ્થું માગી શકતું હોય તે સિવાય બીજા કોઈ પણ પ્રકારના ભથ્થા પર સરકારી નોકર તરીકે તેનો હક થતો નથી. પણ કોર્ટ તરફથી મુસાફરી-ખરચ બદલ જે ભથ્થું મળે તે ઉપરાંત ખોરાકી ભથ્થા તરીકે અથવા બદલા તરીકે કંઈ રકમ મળે તે એક અથવા એકથી જેટલા વધુ દિવસ તે ગેરહાજર રહે તેનો પૂરો પગાર આકારતા પહેલાં સરકારમાં ભરી દેવી.

## પ્રકરણ ૯. પેન્શન.

(૧) ભવિષ્યની સારી વર્તણૂક એ દરેક પેન્શન માટેની ગર્ભિત શરત છે.

તે એવી શરતે કે એકદર ગ્રૅન્યુઇટિ અથવા ગ્રૅચ્યુઇટિ અને પેન્શન મળીને અધીએ નોકરી સુપીરિઅર હોત ને જે મળત તેના કરતા વધી જાય નહિ.

ટીપ — સરાસરી પગાર' એટલે નોકરીના છેલ્લા ત્રણ વર્ષમા મળેલા પગારની સરાસરી પણ નોકરીના એ છેલ્લા ત્રણ વર્ષ દર્મિયાન અમલદાર નોકરી પરથી કપાતે પગારે રજા પર હોય, અથવા ઉતરતી નોકરીમા હોય, અથવા એવા સજોગોમા તે સસ્પેન્ડ (થોડા વખતને માટે અધિકાર પરથી દૂર) કરવામા આવ્યો હોય કે તેટલી મુદ્દત નોકરીમા ન ગણાય, તો સરાસરી ગણવામા એવી રીતે ગએલો વખત ન લેવો અને ત્રણ વર્ષ પહેલાનો તેટલો વખત ગણી લેવો

(૭) સુપીરિઅર નોકરી માટેના પેન્શન ચાર પ્રકારના છે

(૧) બદલા તરીકે અપાતુ (કૉમ્પેન્સેશન) પેન્શન

(૨) અશક્તિને લીધે મળતુ (ઇન્વૅલિડ) પેન્શન

(૩) વય થઈ જવાથી મળતુ (સુપરઍન્યુએશન) પેન્શન

(૪) નોકરીમાથી નિવૃત્ત થનારને મળતુ (રિટાયરિંગ) પેન્શન.

(૮) ખાતામાથી ઘટાડો કરવાના સબબથી અને તેને લાયકની બીજી જગા ન હોવાના કારણથી જે અમલદારને કમી કરવામા આવ્યો હોય તેને કૉમ્પેન્સેશન (બદલા તરીકેનુ) પેન્શન આપવામા આવે છે

(૯) શારીરિક યા માનસિક અશક્તિના સબબથી સરકારી નોકરી સારૂ કાયમને માટે નાલાયક થયા હોય, તેવા અમલદારને સરકારી નોકરીમાથી નિવૃત્ત થતા ઇન્વૅલિડ (અશક્તિને લીધે અપાતુ) પેન્શન અપાય છે

જો અશક્તિને લીધે અપાતા પેન્શનને માટે અરજ કરનાર અમલદાર ૬૦ અથવા તેથી વધુ ઉમરનો હોય તો ડાક્ટરના સર્ટિફિકેટની જરૂર નથી. અરજદારની ઑફિસના ઉપરી અધિકારી તેની કામ કરવાની અશક્તિ બાબત પ્રમાણપત્ર આપશે તો ચાલશે નહિતો નોકરી કરવા માટેની અશક્તિ સાબીત કરવા ડાક્ટરનુ સર્ટિફિકેટ રજુ કરવુ પડશે

(૧૦) અમુક ઉમરે ધારા પ્રમાણે રિટાયર (નોકરીમાથી નિવૃત્ત) થવાનો હક થયો હોય અથવા ફરજ પાડવામા આવી હોય એવા ચઢિઆતા વર્ગની નોકરીવાળા અમલદારને સુપરઍન્યુએશન (વય થઈ જવાથી અપાતુ) પેન્શન આપવામા આવે છે ૫૫ વર્ષની ઉમર થઈ હોય એવા ચઢિઆતા વર્ગની નોકરીવાળા અમલદારની ઇચ્છા હોય તો તે સુપરઍન્યુએશન પેન્શન પર નોકરીમાથી નિવૃત્ત થઈ શકે

તે એવી શરતે કે એકંદર ગ્રૅચ્યુઇટિ અથવા ગ્રૅચ્યુઇટિ અને પેન્શન મળીને અધીએ નોકરી સુપીરિઅર હોત ને જે મળત તેના કરતાં વધી જાય નહિ.

ટીપઃ—'સરાસરી પગાર' એટલે નોકરીના છેલ્લાં ત્રણ વર્ષમાં મળેલા પગારની સરાસરી. પણ નોકરીના એ છેલ્લાં ત્રણ વર્ષ દર્મિયાન અમલદાર નોકરી પરથી કપાતે પગારે રજા પર હોય, અથવા ઉતરતી નોકરીમાં હોય, અથવા એવા સંજોગોમાં તે સસ્પેન્ડ (થોડા વખતને માટે અધિકાર પરથી દૂર) કરવામાં આવ્યો હોય કે તેટલી મુદ્દત નોકરીમાં ન ગણાય, તો સરાસરી ગણવામાં એવી રીતે ગએલો વખત ન લેવો અને ત્રણ વર્ષ પહેલાંનો તેટલો વખત ગણી લેવો.

(૭) સુપીરિઅર નોકરી માટેનાં પેન્શન ચાર પ્રકારનાં છે.

(૧) બદલા તરીકે અપાતું (કૉંપેન્સેશન) પેન્શન.

(૨) અશક્તિને લીધે મળતું (ઇન્વૅલિડ) પેન્શન.

(૩) વય થઈ જવાથી મળતું (સુપરઍન્યુએશન) પેન્શન.

(૪) નોકરીમાંથી નિવૃત્ત થનારને મળતું (રિટાયરિંગ) પેન્શન.

(૮) ખાતામાંથી ઘટાડો કરવાના સબબથી અને તેને લાયકની બીજી જગા ન હોવાના કારણથી જે અમલદારને કમી કરવામાં આવ્યો હોય તેને કૉંપેન્સેશન (બદલા તરીકેનું) પેન્શન આપવામાં આવે છે.

(૯) શારીરિક યા માનસિક અશક્તિના સબબથી સરકારી નોકરી સારુ કાયમને માટે નાલાયક થયા હોય, તેવા અમલદારને સરકારી નોકરીમાંથી નિવૃત્ત થતાં ઇન્વૅલિડ (અશક્તિને લીધે અપાતું) પેન્શન અપાય છે.

જો અશક્તિને લીધે અપાતા પેન્શનને માટે અરજ કરનાર અમલદાર ૬૦ અથવા તેથી વધુ ઉંમરનો હોય તો ડાકટરના સર્ટિફિકેટની જરૂર નથી. અરજદારની ઑફિસના ઉપરી અધિકારી તેની કામ કરવાની અશક્તિ બાબત પ્રમાણપત્ર આપશે તો ચાલશે. નહિતો નોકરી કરવા માટેની અશક્તિ સાબીત કરવા ડાકટરનું સર્ટિફિકેટ રજુ કરવું પડશે.

(૧૦) અમુક ઉંમરે ધારા પ્રમાણે રિટાયર (નોકરીમાંથી નિવૃત્ત) થવાનો હક થયો હોય અથવા ફરજ પાડવામાં આવી હોય એવા ચઢિઆતા વર્ગની નોકરીવાળા અમલદારને સુપરઍન્યુએશન (વય થઈ જવાથી અપાતું) પેન્શન આપવામાં આવે છે. ૫૫ વર્ષની ઉંમર થઈ હોય એવા ચઢિઆતા વર્ગની નોકરીવાળા અમલદારની ઇચ્છા હોય તો તે સુપરઍન્યુએશન પેન્શન પર નોકરીમાંથી નિવૃત્ત થઈ શકે.

૨૦ વર્ષ કરતાં ઓછી નહિ પણ ૩૦ વર્ષ અંદરની નોકરી પછી—૭ મહિનાનો પગાર.

(ચ) (૧) બદલા તરીકે અને (૨) અશક્તિને લીધે અપાતાં પેન્શનો.

૩૦ વર્ષ કરતાં ઓછી નહિ હોય એટલી નોકરી પછી અડધો પગાર, પણ તે મહિને ચાર રૂપીઆ કરતાં વધી જવો ન જોઈએ.

## પ્રકરણ ૧૦ મું. શિક્ષકોનો પગાર.

(૧) સર્ટિફિકેટ મેળવેલા શિક્ષકો ટ્રેનિંગ કૉલેજના ધારાસંગ્રહના નિયમો પ્રમાણે પગારને પાત્ર છે.

(૨) દરેક જિલ્લાની નાણાંસંબંધી સ્થિતિ, નિશાળોનું કદ, અને તેમની અગત્ય ધ્યાનમાં લઈને મહેતાજીઓના પગારની પાયરીઓ અડસટ્ટે ઠરાવવામાં આવી છે. હલકામાં હલકી પાયરી દર માસે રૂ. ૧૧) ના પગારની, અને ભારેમાં ભારે રૂ. ૬૦) ના પગારની ઠરાવી છે. વચલી પાયરીઓ ૧૨, ૧૫, ૧૮, ૨૦, ૨૨, ૨૫, ૨૭, ૩૦, ૩૨, ૩૫, ૩૭, ૪૦, ૪૫, ૫૦, અને ૫૫ ની રાખી છે. તોપણ આમાંની કેટલીક પાયરીઓ જરૂર પડેથી છોડી દેવામાં આવશે.

આસિસ્ટંટોની પાયરીઓ રૂ. ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૫, ૧૮, ૨૦, ૨૨, અને ૨૫ ની રાખવામાં આવશે. જુદી જુદી નિશાળોની પાયરીઓ હંમેશને માટે ઠરાવવામાં આવી છે, અને નિશાળની સ્થિતિમાં ઘણો ફેરફાર થયા વગર તે બદલવામાં આવશે નહિ. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બજેટ વખતે દરેક નિશાળની સ્થિતિ તપાસી તેના નોકરોના પગારનો દર મુકરર કરશે.

( ૩ ) પુરુષ શિક્ષકો માટેની વધારેમાં વધારે પગાર મળવાની હદ નીચે પ્રમાણે છેઃ—

| નોકરીની મુદ્દત. | પહેલા વર્ષના સર્ટિફિકેટવાળા શિક્ષકને મળવાની રકમ. | બીજા વર્ષના સર્ટિફિકેટવાળા શિક્ષકને મળવાની રકમ. | ત્રીજા વર્ષના સર્ટિફિકેટવાળા શિક્ષકને મળવાની રકમ. |
|---|---|---|---|
| ૧–૧૦ વર્ષની | રૂ. ૧૫ | રૂ. ૨૦ | રૂ. ૪૦ |
| ૧૦–૨૦ વર્ષની | રૂ. ૨૦ | રૂ. ૩૦ | રૂ. ૫૦ |
| ૨૦ વર્ષ ઉપરાંતની | રૂ. ૨૫ | રૂ. ૪૦ | રૂ. ૬૦ |

આ હદનો પગાર હક તરીકે માગી શકાશે નહિ. દરેક જિલ્લામાં નાણાંની છૂટ પ્રમાણે આ હદનો લાભ અપાશે.

૨૦ વર્ષ કરતાં ઓછી નહિ પણ ૩૦ વર્ષ અંદરની નોકરી પછી—૩/૪ મહિનાનો પગાર.

(ઘ) (૧) બદલા તરીકે અને (૨) અશક્તિને લીધે અપાતાં પેન્શનો. ૩૦ વર્ષ કરતાં ઓછી નહિ હોય એટલી નોકરી પછી અડધો પગાર, પણ તે મહિને ચાર રૂપીઆ કરતાં વધી જવો ન જોઈએ.

## પ્રકરણ ૧૦ મું. શિક્ષકોનો પગાર.

(૧) સર્ટિફિકેટ મેળવેલા શિક્ષકો ટ્રેનિંગ કૉલેજના ધારાસંગ્રહના નિયમો પ્રમાણે પગારને પાત્ર છે.

(૨) દરેક જિલ્લાની નાણાંસંબંધી સ્થિતિ, નિશાળોનું કદ, અને તેમની અગત્ય ધ્યાનમાં લઈને મહેતાજીઓના પગારની પાયરીઓ અડસટ્ટે ઠરાવવામાં આવી છે. હલકામાં હલકી પાયરી દર માસે રૂ. ૧૧) ના પગારની, અને ભારેમાં ભારે રૂ. ૬૦) ના પગારની ઠરાવી છે. વચલી પાયરીઓ ૧૨, ૧૫, ૧૮, ૨૦, ૨૨, ૨૫, ૨૭, ૩૦, ૩૨, ૩૫, ૩૭, ૪૦, ૪૫, ૫૦, અને ૫૫ ની રાખી છે. તોપણ આમાંની કેટલીક પાયરીઓ જરૂર પડેથી છોડી દેવામાં આવશે.

આસિસ્ટંટોની પાયરીઓ રૂ. ૮, ૧૦, ૧૧, ૧૨, ૧૫, ૧૮, ૨૦, ૨૨, અને ૨૫ ની રાખવામાં આવશે. જુદી જુદી નિશાળોની પાયરીઓ હંમેશને માટે ઠરાવવામાં આવી છે, અને નિશાળની સ્થિતિમાં ઘણો ફેરફાર થયા વગર તે બદલવામાં આવશે નહિ. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર બજેટ વખતે દરેક નિશાળની સ્થિતિ તપાસી તેના નોકરોના પગારનો દર મુકરર કરશે.

(૩) પુરુષ શિક્ષકો માટેની વધારેમાં વધારે પગાર મળવાની હદ નીચે પ્રમાણે છેઃ—

| નોકરીની મુદ્દત. | પહેલા વર્ષના સર્ટિફિકેટવાળા શિક્ષકને મળવાની રકમ. | બીજા વર્ષના સર્ટિફિકેટવાળા શિક્ષકને મળવાની રકમ. | ત્રીજા વર્ષના સર્ટિફિકેટવાળા શિક્ષકને મળવાની રકમ. |
|---|---|---|---|
| ૧–૧૦ વર્ષની | રૂ. ૧૫ | રૂ. ૨૦ | રૂ. ૪૦ |
| ૧૦–૨૦ વર્ષની | રૂ. ૨૦ | રૂ. ૩૦ | રૂ. ૫૦ |
| ૨૦ વર્ષ ઉપરાંતની | રૂ. ૨૫ | રૂ. ૪૦ | રૂ. ૬૦ |

આ હદનો પગાર હક તરીકે માગી શકાશે નહિ. દરેક જિલ્લામાં નાણાંની છૂટ પ્રમાણે આ હદનો લાભ અપાશે.

## નમુનો ૧ લો.

મોજે                તાલુકે                જિલ્લે                ની વર્નાક્યુલર નિશાળનું સામાન્ય રજિસ્ટર

| અનુક્રમ નંબર. | વિદ્યાર્થીનું નામ. તથા અટક. | જન્મભૂમિ. | જાત. | ઇરવીસન પ્રમાણે જન્મ-તારીખ | | | પ્રથમ અથવા ફરી દાખલ થયાની તારીખ. | | | કઈ નિશાળમાંથી દાખલ થયો તે | ફી આપનાર કે માફી. | કયા ધોરણમાં દાખલ કરવામાં આવ્યો તે. | નિશાળ છોડયાની તારીખ. | | | નિશાળ છોડતી વખત કયા ધોરણમાં હતો તે. | નિશાળ છોડવાનું કારણ. | ચાલચલગત. | અભ્યાસ. | વિશેષ હકીકત (ફી વસુલ થઈ છે કે નહિ: વગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | તારીખ. | માસ. | સન. | તારીખ. | માસ. | સન. | | | | તારીખ. | માસ. | સન. | | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | | | ૬ | | | ૭ | ૮ | ૯ | ૧૦ | | | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |

સૂચના.—આ રજિસ્ટરમાં અનુક્રમનંબર પાંચ વરસ સુધી ચાલુ રાખવો. ત્યાર પછી નવા અનુક્રમનંબરો આપીને રજિસ્ટર નવું કરવું, અને તેમાં તે વખતે જે વિદ્યાર્થીઓ હોય તેમનાં નામ દાખલ થયાના ક્રમપ્રમાણે જુનામાંથી ઉતારવાં.

## નમુનો ૧ લો.

મોજે ________ તાલુકે ________ જિલ્લે ________ ની વર્નાક્યુલર નિશાળનું સામાન્ય રજિસ્ટર

| અનુક્રમ નંબર. | વિદ્યાર્થીનું નામ. તથા અટક. | જન્મભૂમિ. | જાત. | ઇરવીસન પ્રમાણે જન્મ તારીખ | | | પ્રથમ અથવા ફરી દાખલ થયાની તારીખ. | | | કઈ નિશાળમાંથી દાખલ થયો તે | ફી આપનાર કે માફી. | કયા ધોરણમાં દાખલ કરવામાં આવ્યો તે. | નિશાળ છોડયાની તારીખ. | | | નિશાળ છોડતી વખત કયા ધોરણમાં હતો તે. | નિશાળ છોડવાનું કારણ. | ચાલચલગત. | અભ્યાસ. | વિશેષ હકીકત (ફી વસુલ થઈ છે કે નહિ; વગેરે.) |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | તારીખ. | માસ. | સન. | તારીખ. | માસ. | સન. | | | | તારીખ. | માસ. | સન. | | | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | | | ૬ | | | ૭ | ૮ | ૯ | ૧૦ | | | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| | | | | | | | | | | | | | | | | | | | | |

**સૂચના.**—આ રજિસ્ટરમાં અનુક્રમનંબર પાંચ વરસ સુધી ચાલુ રાખવો. ત્યાર પછી નવા અનુક્રમનંબરો આપીને રજિસ્ટર નવું કરવું, અને તેમાં તે વખતે જે વિદ્યાર્થીઓ હોય તેમનાં નામ દાખલ થયાના ક્રમપ્રમાણે જુનામાંથી ઉતારવા.

જણાવે છે કે 'સાહેબો, નામદાર રાજા જ્યોર્જ જે આ રાજ્યના નિઃસંશય રાજા છે તેમને હું તમારી સન્મુખ રજુ કરૂં છું; માટે તમો બધા જેઓ આજે તમારો ભક્તિભાવ દર્શાવવા આવ્યા છો તેઓ સર્વ તેવી રીતે તમારો ભક્તિભાવ દર્શાવવા રાજી છો કે ?

આ ઉપરથી લોકો ફરી ફરીને હર્ષના ભારે પોકારો કરી પોતાની રાજીખુશી તથા આનંદ પ્રદર્શિત કરે છે, અને સઘળા એકે અવાજે બોલી ઊઠે છે કેઃ—

"ઈશ્વર રાજા જ્યૉર્જનું રક્ષણ કરો."

---

**ભૈરવી** ('પશુમાં પડી એક તકરાર') એ રાહે.

કરો જય શબ્દ તણો ઉચ્ચાર,
રાજ્યારૂઢ થયા છે પંચમ જ્યોર્જ પ્રજાપ્રતિપાળ,
થયો છે આનંદ આજ અપાર. કરો જય. ૧
ધન્ય જુન મહિનાની તારીખ બાવીસમી ગુરુવાર,
સને ઓગણીસસેં અગીઆરે મળ્યો તાજ અધિકાર,
અવિચળ રહો રાજદરબાર. કરો જય. ૨
અઢારસેં પાંસઠ સન જુનની તારીખ ત્રીજી શનિવાર,
જન્મદિવસ મંગળ સુખકર નૃપ જ્યોર્જ તણો નિરધાર,
ખરે તે ધન્ય સમયને વાર. કરો જય. ૩
ઓગણીસસેં પાંચ તણો સન સ્મરણ કરો સુખકાર,
પ્રવાસ માટે જ્યોર્જ પધાર્યા હતા હિંદ મોઝાર,
હતા યુવરાજ પદે પ્રેમાળ. કરો જય. ૪
મુસાફરી કરી પૂર્ણ થયા નિજ દેશ જવા તૈયાર,
હિંદકિનારે ઉભા રહી સિંચી વચનામૃત ધાર,
જણાવ્યા અતિશય સ્તુત્ય વિચાર, કરો જય. ૫
"જાતિ ધર્મના ભેદ તણો દૂર કરીને સર્વ વિચાર,
હિંદ પ્રજાના હિત તરફ દીલ દોરીશું નિરધાર,"
હૃદયના છે ઉત્તમ ઉદ્‌ગાર. કરો જય. ૬
ધન્ય ભૂપના ચિત્ત વિષે છે પ્રજાપ્રેમ હદપાર,

જણાવે છે કે 'સાહેબો, નામદાર રાજા જ્યોર્જ જે આ રાજ્યના નિઃસંશય રાજા છે તેમને હું તમારી સન્મુખ રજુ કરૂં છું; માટે તમો બધા જેઓ આજે તમારો ભક્તિભાવ દર્શાવવા આવ્યા છો તેઓ સર્વ તેવી રીતે તમારો ભક્તિભાવ દર્શાવવા રાજી છો કે ?

આ ઉપરથી લોકો ફરી ફરીને હર્ષના ભારે પોકારો કરી પોતાની રાજીખુશી તથા આનંદ પ્રદર્શિત કરે છે, અને સઘળા એકે અવાજે બોલી ઊઠે છે કે:—

"ઈશ્વર રાજા જ્યૉર્જનું રક્ષણ કરો."

---

**ભૈરવી** ('પશુમાં પડી એક તકરાર') એ રાહે.

કરો જય શબ્દ તણો ઉચ્ચાર,
રાજ્યારૂઢ થયા છે પંચમ જ્યોર્જ પ્રજાપ્રતિપાળ,
થયો છે આનંદ આજ અપાર. કરો જય. ૧
ધન્ય જુન મહિનાની તારીખ બાવીસમી ગુરુવાર,
સને ઓગણીસસેં અગીઆરે મળ્યો તાજ અધિકાર,
અવિચળ રહો રાજદરબાર. કરો જય. ૨
અઢારસેં પાંસઠ સન જુનની તારીખ ત્રીજી શનિવાર,
જન્મદિવસ મંગળ સુખકર નૃપ જ્યોર્જ તણો નિરધાર,
ખરે તે ધન્ય સમયને વાર. કરો જય. ૩
ઓગણીસસેં પાંચ તણો સન સ્મરણ કરો સુખકાર,
પ્રવાસ માટે જ્યોર્જ પધાર્યા હતા હિંદ મોઝાર,
હતા યુવરાજ પદે પ્રેમાળ. કરો જય. ૪
મુસાફરી કરી પૂર્ણ થયા નિજ દેશ જવા તૈયાર,
હિંદકિનારે ઉભા રહી સિંચી વચનામૃત ધાર,
જણાવ્યા અતિશય સ્તુત્ય વિચાર, કરો જય. ૫
"જાતિ ધર્મના ભેદ તણો દૂર કરીને સર્વ વિચાર,
હિંદ પ્રજાના હિત તરફ દીલ દોરીશું નિરધાર,"
હૃદયના છે ઉત્તમ ઉદ્‌ગાર. કરો જય. ૬
ધન્ય ભૂપના ચિત્ત વિષે છે પ્રજાપ્રેમ હદપાર,

## રાજસ્તુતિ.

चकोराणां चन्द्रः कुसुमसमयः काननभुवां
सरोजानां भानुः कुवलयकदम्बं मधुलिहाम् ।
मयूराणां मेघः मथयति यथा चेतसि सुखं
तथास्माकं प्रीतिं जनयति तवालोकनमिदम् ॥

ચંદ્ર જેમ ચકોરના, વસંત જેમ વનભૂમિના, સૂર્ય જેમ કમલોના, કમલ સમૂહ જેમ ભ્રમરના, અને મેઘ જેમ મોરના ચિત્તને આનંદ આપે છે, તેમ, હે રાજન્, આ આપનું દર્શન અમારા ચિત્તને પ્રસન્ન કરે છે.

## આશીર્વાદ.

आयुस्ते नरवीर वृद्धिमयतां हेमन्तरात्रिर्यथा
लोकानां प्रियवर्धनो भव सदा हेमन्तसूर्यो यथा ।
जाल्मानां भयवर्धनो भव सदा हेमन्ततोयं यथा
नाशं यान्तु तवारयोऽपि सततं हेमन्तपद्मं यथा ॥

હે નરવીર, હેમંત ઋતુની રાત્રીની માફક આપનું આયુષ્ય વૃદ્ધિ પામો. જેમ હેમંત ઋતુનો સૂર્ય લોકોને સુખકર થાય છે, તેમ આપ પણ પ્રજાના સુખમાં સદા વૃદ્ધિ કરનાર થાઓ. જેમ હેમંત ઋતુમાં માણસો જલથી ભય પામે છે, તેમ દુષ્ટ લોકો આપનાથી હંમેશાં વધારે ને વધારે બીતા રહો જેમ હેમત ઋતુમાં કમલ નાશ પામે છે, તેમ આપના શત્રુઓ પણ હંમેશને માટે નાશ પામો.

---

# केळवणी.[1]

આ મહાન્ શિક્ષકમંડળના પ્રમુખપદને શોભાવે એવા, મારાથી વિશેષ યોગ્યતા, જ્ઞાન, ને અનુભવવાળા પુરુષો વડોદરાના રાજ્યમાં છે છતાં

---

૧ વડોદરાના 'શિક્ષકસમાજ'ના ઇ. સ. ૧૯૧૦ ના વાર્ષિક સમારંભમાં પ્રમુખપદે આપેલું વ્યાખ્યાન.

### રાજસ્તુતિ.

चकोराणां चन्द्रः कुसुमसमयः काननभुवां
सरोजानां भानुः कुवलयकदम्बं मधुलिहाम् ।
मयूराणां मेघः प्रथयति यथा चेतसि सुखं
तथास्माकं प्रीतिं जनयति तवालोकनमिदम् ॥

ચંદ્ર જેમ ચકોરના, વસંત જેમ વનભૂમિના, સૂર્ય જેમ કમલોના, કમલ સમૂહ જેમ ભ્રમરના, અને મેઘ જેમ મોરના ચિત્તને આનંદ આપે છે, તેમ, હે રાજન્, આ આપનું દર્શન અમારા ચિત્તને પ્રસન્ન કરે છે.

### આશીર્વાદ.

आयुस्ते नरवीर वृद्धिमयतां हेमन्तरात्रिर्यथा
लोकानां प्रियवर्धनो भव सदा हेमन्तसूर्यो यथा ।
जाल्मानां भयवर्धनो भव सदा हेमन्ततोयं यथा
नाशं यान्तु तवारयोऽपि सततं हेमन्तपद्मं यथा ॥

હે નરવીર, હેમંત ઋતુની રાત્રીની માફક આપનું આયુષ્ય વૃદ્ધિ પામો. જેમ હેમંત ઋતુનો સૂર્ય લોકોને સુખકર થાય છે, તેમ આપ પણ પ્રજાના સુખમાં સદા વૃદ્ધિ કરનાર થાઓ. જેમ હેમંત ઋતુમાં માણસો જલથી ભય પામે છે, તેમ દુષ્ટ લોકો આપનાથી હંમેશાં વધારે ને વધારે બીતા રહો. જેમ હેમંત ઋતુમાં કમલ નાશ પામે છે, તેમ આપના શત્રુઓ પણ હંમેશને માટે નાશ પામો.

---

# केळवणी.[1]

આ મહાન્ શિક્ષકમંડળના પ્રમુખપદને શોભાવે એવા, મારાથી વિશેષ યોગ્યતા, જ્ઞાન, ને અનુભવવાળા પુરુષો વડોદરાના રાજ્યમાં છે છતાં

---

૧ વડોદરાના 'શિક્ષકસમાજ'ના ઇ. સ. ૧૯૧૦ ના વાર્ષિક સમારંભમાં પ્રમુખપદે આપેલું વ્યાખ્યાન.

કહેવાઈએ. આમ કેળવણીના શારીરિક ને માનસિક એવા બે મુખ્ય વિભાગ થાય છે.

**શારીરિક કેળવણી**—પ્રથમ આપણે શારીરિક કેળવણી વિષે વિચાર કરીશું. પ્રાચીન સમયમાં આપણા દેશમાં ધાર્મિક બંધનથીજ શરીર અનેક રીતે કસાતું ને શુદ્ધ રહેતું. પ્રાતઃકાળમાં વહેલા ઊઠી દન્તધાવન આદિથી મુક્ત થઈ સ્નાન કરી આહ્નિક કર્મ આટોપી લઈ વિદ્યાભ્યાસમાં મગ્ન થવું એ શિષ્યનો ધર્મ હતો. આહ્નિક કર્મમાં પ્રાણાયામ, સૂર્યને દંડવત્ આદિથી શરીર કસાતું. આ બધું મળસકું થતા પહેલાંજ કરવામાં આવતું, એમ પાણિનિના 'ऊकालोऽज्झस्वदीर्घप्लुतः' એ સૂત્ર ઉપરથી પણ જણાય છે. એ સૂત્રમાં હ્રસ્વ, દીર્ઘ, ને પ્લુત સ્વરનું લક્ષણ આપ્યું છે. પ્રાતઃકાળમાં કૂકડો 'કુકરે કૂઊક' એમ સ્વર ઉચ્ચારે છે તેમાં હ્રસ્વ, દીર્ઘ, ને પ્લુત ત્રણે ઉકાર અનુક્રમે આવી જાય છે. उश्च ऊश्च ऊ३श्च वः, वां काल इव कालो यस्य सोऽच् क्रमाद्ध्रस्वदीर्घप्लुतसंज्ञः स्यात् આવી ભટ્ટોજિ દીક્ષિતની સૂત્ર પર વૃત્તિ છે. અર્થ એવો છે કે કુક્કુટના સ્વરમાં જે ત્રણ ઉકાર રહ્યા છે તેના ઉચ્ચારણકાળ જેટલો જે સ્વરનો ઉચ્ચારણકાળ છે તે સ્વર ક્રમે હ્રસ્વ, દીર્ઘ, ને પ્લુત કહેવાય છે. શિષ્યવર્ગ કુક્કુટના સ્વરસમયે ઊઠતો ન હોય તો પાણિનિ આવું સૂત્ર કહે નહિ. પ્રાતઃકાળે વહેલા ઊઠવું એ આરોગ્યશાસ્ત્રના નિયમોને અનુસારે પણ શરીરને સુખકર છે. આ રીતે રૂઢિ ને ધાર્મિક બંધનને લીધે શરીરનાં આરોગ્ય ને શુદ્ધિ બને સચવાતાં. વળી તે સમયે જીવન હાલના જેવું પ્રવૃત્તિમય નહોતું, જીવનયાત્રા હાલના જેવી દુષ્કર નહોતી, હાલના જેવાં અસંતોષ ને વૈભવની તૃષ્ણા નહોતાં, ને હાલના જેવાં હાનિકારક સામાજિક બન્ધનો પણ નહોતાં. બ્રહ્મચર્યના સેવનથી ને ઇન્દ્રિયોના નિગ્રહથી શરીર શુદ્ધ ને નીરોગ રહી મનોબળ કેવું વધે છે તે તે સમયના લોકો સારી રીતે સમજતા હતા. હાલની પરિસ્થિતિ વિપરીત થઈ છે ને શરીર કસવાની વિશેષ જરૂર છે, તોપણ શારીરિક કસરત પર જોઈએ તેવું લક્ષ શાળાઓમાં પણ આપવામાં આવતું નથી ને અભ્યાસક્રમમાં ને નિશાળની વ્યવસ્થામાં એ સંબન્ધી ઘણો સુધારો થવાની જરૂર છે. જેમ સરકારી પ્રાથમિક ટ્રેનિંગ કૉલેજોમાં છે તેમ અભ્યાસક્રમમાં શારીરિક કેળવણીને દાખલ

કહેવાઈએ. આમ કેળવણીના શારીરિક ને માનસિક એવા બે મુખ્ય વિભાગ થાય છે.

**શારીરિક કેળવણી**—પ્રથમ આપણે શારીરિક કેળવણી વિષે વિચાર કરીશું. પ્રાચીન સમયમાં આપણા દેશમાં ધાર્મિક બંધનથીજ શરીર અનેક રીતે કસાતું ને શુદ્ધ રહેતું. પ્રાતઃકાળમાં વહેલા ઊઠી દન્તધાવન આદિથી મુક્ત થઈ સ્નાન કરી આહ્નિક કર્મ આટોપી લઈ વિદ્યાભ્યાસમાં મગ્ન થવું એ શિષ્યનો ધર્મ હતો. આહ્નિક કર્મમાં પ્રાણાયામ, સૂર્યને દંડવત્ આદિથી શરીર કસાતું. આ બધું મળસકું થતા પહેલાંજ કરવામાં આવતું, એમ પાણિનિના '**ऊकालोऽज्झस्वदीर्घप्लुतः**' એ સૂત્ર ઉપરથી પણ જણાય છે. એ સૂત્રમાં હ્રસ્વ, દીર્ઘ, ને પ્લુત સ્વરનું લક્ષણ આપ્યું છે. પ્રાતઃકાળમાં કૂકડો 'કુકરે કૂઊક' એમ સ્વર ઉચ્ચારે છે તેમાં હ્રસ્વ, દીર્ઘ, ને પ્લુત ત્રણે ઉકાર અનુક્રમે આવી જાય છે. **उश्च ऊश्च ऊ३श्च वः, वां काल इव कालो यस्य सोऽच् क्रमाद्ध्रस्वदीर्घप्लुतसंज्ञः स्यात्** આવી ભટ્ટોજિ દીક્ષિતની સૂત્ર પર વૃત્તિ છે. અર્થ એવો છે કે કુક્કુટના સ્વરમાં જે ત્રણ उकार રહ્યા છે તેના ઉચ્ચારણકાળ જેટલો જે સ્વરનો ઉચ્ચારણકાળ છે તે સ્વર ક્રમે હ્રસ્વ, દીર્ઘ, ને પ્લુત કહેવાય છે. શિષ્યવર્ગ કુક્કુટના સ્વરસમયે ઊઠતો ન હોય તો પાણિનિ આવું સૂત્ર કરે નહિ. પ્રાતઃકાળે વહેલા ઊઠવું એ આરોગ્યશાસ્ત્રના નિયમોને અનુસારે પણ શરીરને સુખકર છે. આ રીતે રૂઢિ ને ધાર્મિક બંધનને લીધે શરીરનાં આરોગ્ય ને શુદ્ધિ બને સચવાતાં. વળી તે સમયે જીવન હાલના જેવું પ્રવૃત્તિમય નહોતું, જીવનયાત્રા હાલના જેવી દુષ્કર નહોતી, હાલના જેવાં અસંતોષ ને વૈભવની તૃષ્ણા નહોતાં, ને હાલના જેવાં હાનિકારક સામાજિક બન્ધનો પણ નહોતાં. બ્રહ્મચર્યના સેવનથી ને ઇન્દ્રિયોના નિગ્રહથી શરીર શુદ્ધ ને નીરોગ રહી મનોબળ કેવું વધે છે તે તે સમયના લોકો સારી રીતે સમજતા હતા. હાલની પરિસ્થિતિ વિપરીત થઈ છે ને શરીર કસવાની વિશેષ જરૂર છે, તોપણ શારીરિક કસરત પર જોઈએ તેવું લક્ષ શાળાઓમાં પણ આપવામાં આવતું નથી ને અભ્યાસક્રમમાં ને નિશાળની વ્યવસ્થામાં એ સંબન્ધી ઘણો સુધારો થવાની જરૂર છે. જેમ સરકારી પ્રાથમિક ટ્રેનિંગ કૉલેજોમાં છે તેમ અભ્યાસક્રમમાં શારીરિક કેળવણીને દાખલ

**શરીરને હાનિકારક ટેવો**—બાળપણથી કેટલીક ખરાબ ટેવ પડી જાય છે તે શરીરને નુકસાનકારક થાય છે. એવી ટેવો પ્રાથમિક શાળામાં દૂર કરી શકાય છે. છોકરાને હમેશ ટટાર બેસવાની ટેવ પાડવી જોઈએ. ઘણી વખત તેઓ વાંકા વળીને, પગ પર પગ ચઢાવીને બેસે છે. આથી આગળ જતાં ખુંધા થઈ જવાનો સંભવ રહે છે. વળી એટલું પણ યાદ રાખવાનું છે કે શરીરની સ્થિતિથી મનની સ્થિતિ પર અસર થાય છે. શરીર ટટાર ને સ્ફૂર્તિમાં હોય તો મન પણ સાવધાન ને સ્ફૂર્તિમાં રહે છે; માટે વર્ગમાં છોકરા કેવી રીતે બેઠા છે તે પર હમેશ શિક્ષકે નજર રાખવાની જરૂર છે. તેની નજર બધે ફરતી રહેવી જોઈએ ને બરાબર ન બેઠેલા છોકરાને પકડી કાઢી તેમને બરાબર બેસવાની આજ્ઞા કરવી જોઈએ. વળી લખવાનું કે વાચવાનું કામ કરતી વખતે છોકરા જોઈએ તેથી વધારે નીચા વળે છે ને પુસ્તક આંખની ઘણુંજ નજીક રાખે છે. આથી આગળ જતાં ઉપર દર્શાવ્યા પ્રમાણે શરીરને હાનિ થાય છે, નજર ટુંકી થાય છે, ને ચશ્મા પહેરવાની જરૂર પડે છે. ચશ્માનો ઉપયોગ અગાઉ કરતાં કેટલો બધો વધી ગયો છે! અંગ્રેજી ભણેલામાંથી સેંકડે ૫૦ ટકા ચશ્મા પહેરતા જણાય છે એ શું શોચનીય નથી! કેટલીક વખત તો ચશ્મા એ વિદ્વત્તાનાં સૂચક છે એવા ભૂલભરેલા વિચારથી આનંદમાં ગ્રહણ કરાય છે ને પછી ચોટી બેસે છે તે છૂટતા નથી. કેટલાક છોકરા અનુકરણ કરવાની મનુષ્યમાત્રની પ્રકૃતિથી દેખાદેખીને ચશ્મા પહેરતા શીખે છે. આંખમાં બગાડજ હોય ને ચશ્મા પહેરવાની જરૂરજ હોય તો તે પહેરવામાં કંઈ હરકત નથી. વળી વાચતી વખતે જરૂર હોય તો તેજ વખતે પહેરવા, હમેશ પહેરવા નહિ. યાદ રાખવું કે અમુક કાર્ય વારંવાર કરવાથી ટેવ પડી જાય છે ને ટેવ પડી ગયા પછી તે કાઢી શકાતી નથી. ટેવ એ એવી તો પ્રબળ છે કે મનુષ્ય એક વાર તેના સપાટામાં આવ્યો કે તેમાંથી નીકળી શકતો નથી, ને તેને પોતાને ખબર પડતાં પહેલાં પણ તે તેનો દાસ થઈ ગયો હોય છે ને સ્વાતંત્ર્ય ખોઈ કેવળ તેને અધીનજ થઈ ગયો હોય છે. માબાપો ને શિક્ષકોની ફરજ છે કે તેમણે છોકરાને આ અનિષ્ટ ટેવ પડવા ન દેવી, ને ચશ્મા એ મુખમુદ્રાનું ભૂષણ છે કે પાંડિત્યનું સૂચક છે એવા ભૂલભરેલા

**શરીરને હાનિકારક ટેવો**—બાળપણથી કેટલીક ખરાબ ટેવ પડી જાય છે તે શરીરને નુકસાનકારક થાય છે. એવી ટેવો પ્રાથમિક શાળામાં દૂર કરી શકાય છે. છોકરાંને હમેશ ટટાર બેસવાની ટેવ પાડવી જોઈએ: ઘણી વખત તેઓ વાંકા વળીને, પગ પર પગ ચઢાવીને બેસે છે. આથી આગળ જતાં ખુંધાં થઈ જવાનો સંભવ રહે છે. વળી એટલું પણ યાદ રાખવાનું છે કે શરીરની સ્થિતિથી મનની સ્થિતિ પર અસર થાય છે. શરીર ટટાર ને સ્ફૂર્તિમાં હોય તો મન પણ સાવધાન ને સ્ફૂર્તિમાં રહે છે; માટે વર્ગમાં છોકરાં કેવી રીતે બેઠાં છે તે પર હમેશ શિક્ષકે નજર રાખવાની જરૂર છે. તેની નજર બધે ફરતી રહેવી જોઈએ ને બરાબર ન બેઠેલાં છોકરાંને પકડી કાઢી તેમને બરાબર બેસવાની આજ્ઞા કરવી જોઈએ. વળી લખવાનું કે વાંચવાનું કામ કરતી વખતે છોકરાં જોઈએ તેથી વધારે નીચાં વળે છે ને પુસ્તક આંખની ઘણુંજ નજીક રાખે છે. આથી આગળ જતાં ઉપર દર્શાવ્યા પ્રમાણે, શરીરને હાનિ થાય છે, નજર ટુંકી થાય છે, ને ચશ્માં પહેરવાની જરૂર પડે છે. ચશ્માંનો ઉપયોગ અગાઉ કરતાં કેટલો બધો વધી ગયો છે! અંગ્રેજી ભણેલામાંથી સેંકડે ૫૦ ટકા ચશ્માં પહેરતા જણાય છે એ શું શોચનીય નથી! કેટલીક વખત તો ચશ્માં એ વિદ્વત્તાનાં સૂચક છે એવા ભૂલભરેલા વિચારથી આરંભમાં ગ્રહણ કરાય છે ને પછી ચોંટી બેસે છે તે કઢાતાં નથી. કેટલાંક છોકરાં અનુકરણ કરવાની મનુષ્યમાત્રની પ્રકૃતિથી દેખાદેખીને ચશ્માં પહેરતાં શીખે છે. આંખમાં બગાડજ હોય ને ચશ્માં પહેરવાની જરૂરજ હોય તો તે પહેરવામાં કંઈ હરકત નથી. વળી વાંચતી વખતે જરૂર હોય તો તેજ વખતે પહેરવાં; હમેશ પહેરવાં નહિ. યાદ રાખવું કે અમુક કાર્ય વારંવાર કરવાથી ટેવ પડી જાય છે ને ટેવ પડી ગયા પછી તે કાઢી શકાતી નથી. ટેવ એ એવી તો પ્રબળ છે કે મનુષ્ય એક વાર તેના સપાટામાં આવ્યો કે તેમાંથી નીકળી શકતો નથી, ને તેને પોતાને ખબર પડતા પહેલાં પણ તે તેનો દાસ થઈ ગયો હોય છે ને, સ્વાતન્ત્ર્ય ખોઈ કેવળ તેને અધીનજ થઈ રહ્યો હોય છે. માબાપો ને શિક્ષકોની ફરજ છે કે તેમણે છોકરાંને આ અનિષ્ટ ટેવ પડવા ન દેવી, ને ચશ્માં એ મુખમુદ્રાનું ભૂષણ છે કે પાણ્ડિત્યનું સૂચક છે એવા ભૂલભરેલા

ચૈની અવસ્થા છે એ ગુરુ ને શિષ્ય બનેએ યાદ રાખવાનું છે. જેમ બ્રહ્મચર્યના નિયમો વધારે જળવાશે ને શારીરિક કેળવણી પર લક્ષ અપાશે તેમ જે જ્ઞાનની પ્રાપ્તિ થશે તે ચિરસ્થાયી ને કલ્યાણકારક થશે. (અપૂર્ણ).

---

# ધર્મ તથા નીતિ.

શાળાઓમાં ધર્મ તથા નીતિનું શિક્ષણ આપવા સંબંધી હીલચાલ હાલ ચાલી રહી છે. હવે વિચાર એજ થઈ રહ્યો છે કે કયે રસ્તે એ શિક્ષણ આપવું. આ રસ્તાનો નિશ્ચય કરી તેને લગતાં પુસ્તકો બનાવવાના પ્રયત્નો પણ કેટલીક તરફથી ચાલી રહેલા છે. મુંબઈ ઇલાકાના નામદાર ગવર્નર સર જ્યૉર્જ ક્લાર્કે પણ ગયા કૉન્વોકેશનમાં ધર્મ તથા નીતિના શિક્ષણની આવશ્યકતા પર ખાસ ભાર મૂકયો હતો, અને એ સંબંધમાં બનતું કરવો પ્રયત્ન આદરવામાં આવશે એવી આશા પણ આપી હતી. આવા પ્રસંગમાં એ સબંધે બે બોલ બોલવા અસ્થાને નહિ ગણાય.

ધર્મ તથા નીતિનો પરસ્પર સબંધ કેવો છે તે યથાર્થ સમજવું બહુ મુશ્કેલ છે, અને તે સમજવા માટે ધર્મ તથા નીતિના સ્વરૂપનું બારીક અવલોકન કરવાની જરૂર છે, તોપણ એટલું તો સૌ કોઈ કબૂલ કરશેજ કે નીતિ વિનાનો ધર્મ હોઈજ ન શકે. નીતિ તથા ધર્મને ભલે કોઈ હંમેશને માટે જુદા ગણવાનો પ્રયત્ન કરે, પરંતુ તત્ત્વદર્શીને માટે તો એ બે વચ્ચે વસ્તુતઃ ભેદજ નથીએમ નિઃશંક કહી શકાશે. સદ્વર્તન માટેના ઉચ્ચ નિયમોને નીતિ શબ્દ લાગુ પાડવામાં આવે છે, અને ધર્મ શબ્દથી લોકને ધારણ કરનાર મુખ્ય કર્તવ્યોનો ખ્યાલ સૂચિત થાય છે. આ પ્રમાણે જોતાં શબ્દભેદને લીધે અર્થભેદ માનતાં છતાં પણ આખરે એ બે અન્યોન્યાશ્રિત છે અથવા એકરૂપ છે એમ કહેવામાં કશો અંદેશો લાવવા જેવું નથી. ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ એજ હતો કે પવિત્ર જીંદગી ગાળો, મતલબ કે નીતિને રસ્તે ચાલો એજ ધર્મ છે. અન્ય મતાનુયાયીઓ પણ ધર્મનો વિસ્તાર કરતાં સત્ય, દયા, તપ, શૌચ આદિ નીતિના માર્ગોને ધર્મનાંજ અંગ

મૈની અવસ્થા છે એ ગુરુ ને શિષ્ય બંનેએ યાદ રાખવાનું છે. જેમ બ્રહ્મચર્યના નિયમો વધારે જળવાશે ને શારીરિક કેળવણી પર લક્ષ અપાશે તેમ જે જ્ઞાનની પ્રાપ્તિ થશે તે ચિરસ્થાયી ને કલ્યાણકારક થશે. (અપૂર્ણ).

---

# ધર્મ તથા નીતિ.

શાળાઓમાં ધર્મ તથા નીતિનું શિક્ષણ આપવા સંબંધી હીલચાલ હાલ ચાલી રહી છે. હવે વિચાર એજ થઈ રહ્યો છે કે કયે રસ્તે એ શિક્ષણ આપવું. આ રસ્તાનો નિશ્ચય કરી તેને લગતાં પુસ્તકો બનાવવાના પ્રયત્નો પણ કેટલીક તરફથી ચાલી રહેલા છે. મુંબઈ ઇલાકાના નામદાર ગવર્નર સર જ્યૉર્જ કલાર્કે પણ ગયા કૉન્વોકેશનમાં ધર્મ તથા નીતિના શિક્ષણની આવશ્યકતા પર ખાસ ભાર મૂકયો હતો, અને એ સંબંધમાં બનતું કરવો પ્રયત્ન આદરવામાં આવશે એવી આશા પણ આપી હતી. આવા પ્રસંગમાં એ સંબંધે બે બોલ બોલવા અસ્થાને નહિ ગણાય.

ધર્મ તથા નીતિનો પરસ્પર સંબંધ કેવો છે તે યથાર્થ સમજવું બહુ મુશ્કેલ છે, અને તે સમજવા માટે ધર્મ તથા નીતિના સ્વરૂપનું બારીક અવલોકન કરવાની જરૂર છે, તોપણ એટલું તો સૌ કોઈ કબૂલ કરશેજ કે નીતિ વિનાનો ધર્મ હોઈજ ન શકે. નીતિ તથા ધર્મને ભલે કોઈ હંમેશને માટે જુદા ગણવાનો પ્રયત્ન કરે, પરંતુ તત્ત્વદર્શીને માટે તો એ બે વચ્ચે વસ્તુતઃ ભેદજ નથીએમ નિઃશંક કહી શકાશે. સદ્‌વર્તન માટેના ઉચ્ચ નિયમોને નીતિ શબ્દ લાગુ પાડવામાં આવે છે, અને ધર્મ શબ્દથી લોકને ધારણ કરનાર મુખ્ય કર્તવ્યોનો ખ્યાલ સૂચિત થાય છે. આ પ્રમાણે જોતાં શબ્દભેદને લીધે અર્થભેદ માનતાં છતાં પણ આખરે એ બે અન્યોન્યાશ્રિત છે અથવા એકરૂપ છે એમ કહેવામાં કશો અંદેશો લાવવા જેવું નથી. ગૌતમ બુદ્ધનો મુખ્ય ઉપદેશ એજ હતો કે પવિત્ર જીંદગી ગાળો, મતલબ કે નીતિને રસ્તે ચાલો એજ ધર્મ છે. અન્ય મતાનુયાયીઓ પણ ધર્મનો વિસ્તાર કરતાં સત્ય, દયા, તપ, શૌચ આદિ નીતિના માર્ગોને ધર્મનાંજ અંગ

સુખની પ્રાપ્તિના ભિન્ન ભિન્ન સાધનો સૂચવેલા હોય છે અજ્ઞાન પુરુષોને તો એ ભેદનું સમાધાનજ મળતું નથી, અને બહુ ધર્તિંગજ લાગે છે અને લાગે જરા ધીરજથી કામ લેનાર વિચારશીલ પુરુષને તે ભેદોનું રહસ્ય સમજવાની વૃત્તિ થાય છે, અને ધીમે ધીમે તેનો તે તરફનો પ્રયત્ન સફળ થાય છે એટલે તેને માટે આનંદના દ્વાર ખુલ્લા થાય છે, કારણ કે પોતાને માટે યોગ્ય રસ્તો કયો છે તેનો નિર્ણય કરી તે માર્ગે તે પ્રમાણે કરે છે. તત્ત્વદૃષ્ટિવાળાની બાબત તો કેવલ જુદીજ પડી જાય છે તેઓ તો આ સર્વ દેખાતા ભેદોમા વાસ્તવિક અભેદજ જુએ છે એટલુંજ નહિ, પરંતુ તેનો વિલાસ કરી સદા આનંદનિમગ્ન રહે છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી એવો તો નિશ્ચય થાય છે કે ધર્મના આટલા બધા ભેદાભેદ હોવા છતા પણ મૂળતત્ત્વમા વસ્તુત કેવલ ઐક્ય અથવા સમતા હોય છે, માટે શિક્ષકે હમેશા એ સર્વમાન્ય તત્ત્વોનું પ્રથમ યથાર્થજ્ઞાન મેળવવા બનતો પ્રયાસ કરવો જોઈએ બીજા વિષયોની માફક આમા પણ શિક્ષકનું જ્ઞાન બહોળા વિસ્તારવાળું હોય, ત્યારેજ ઇષ્ટ ફળની આશા રાખી શકાય, અને વાચનમાળા વગેરેમા વચ્ચે વચ્ચે નીતિ તથા ધર્મ સબંધી પાઠ મૂકવાનો ઉદ્દેશ પાર પડે

---

# વાચનમાળાના ખુલાસા.

( આવૃ પુ ૫૦. પૃ. ૧૦૬ થી )

**સૂચના:**—વાચનમાળાના ખુલાસામાં નીચે કર્યું છે તેટલું લખાણ જો કે યોગ્ય નહિ ગણાય, તોપણ ધર્મ તથા નીતિ સબંધી બોધ અસરકારક રીતે આપવામા આ તથા એની પછીની 'ધર્મ' વિષેની કવિતાઓ અત્યત અનુકૂલ હોવાથી જોઈએ તે કરતા વધારે વિસ્તાર કરવામા આવ્યો છે

**હરિજનનાં હૃદય**—હરિ એટલે (દુ ખના) હરનાર, એવા પરમાત્મા, તેમના જન એટલે મનુષ્યો, તે હરિજન કહેવાય છે. એ હરિજનનાં હૃદય વિષે આ કવિતા છે પ્રશ્ન એ ઉઠે છે કે પ્રાણિમાત્ર તથા વસ્તુમાત્ર જ્યારે પરમાત્માનીજ છે, ત્યારે પરમાત્માના મનુષ્ય તરીકે થોડાક મનુષ્યોનેજ

સુખની પ્રાપ્તિનાં ભિન્ન ભિન્ન સાધનો સૂચવેલાં હોય છે. અજ્ઞાન પુરુષોને તો એ ભેદનું સમાધાનજ સૂઝતું નથી, અને બધું ધતિંગજ લાગે છે અને લાગે. જરા ધીરજથી કામ લેનાર વિચારશીલ પુરુષને તે ભેદોનું રહસ્ય સમજવાની વૃત્તિ થાય છે, અને ધીમે ધીમે તેનો તે તરફનો પ્રયત્ન સફળ થાય છે એટલે તેને માટે આનંદનાં દ્વાર ખુલ્લાં થાય છે, કારણ કે પોતાને માટે યોગ્ય રસ્તો કયો છે તેનો નિર્ણય કરી તે માર્ગે તે પ્રયાણ કરે છે. તત્ત્વદૃષ્ટિવાળાની બાબત તો કેવલ જુદીજ પડી જાય છે. તેઓ તો આ સર્વ દેખાતા ભેદોમાં વાસ્તવિક અભેદજ જુએ છે એટલુંજ નહિ, પરંતુ તેનો વિલાસ કરી સદા આનંદનિમગ્ન રહે છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી એવો તો નિશ્ચય થાય છે કે ધર્મના આટલા બધા ભેદાભેદ હોવા છતાં પણ મૂળતત્ત્વમાં વસ્તુતઃ કેવલ ઐક્ય અથવા સમતા હોય છે; માટે શિક્ષકે હમેશાં એ સર્વમાન્ય તત્ત્વોનું પ્રથમ યથાર્થજ્ઞાન મેળવવા બનતો પ્રયાસ કરવો જોઈએ. બીજા વિષયોની માફક આમાં પણ શિક્ષકનું જ્ઞાન બહોળા વિસ્તારવાળું હોય, ત્યારેજ ઇષ્ટ ફળની આશા રાખી શકાય, અને વાચનમાળા વગેરેમાં વચ્ચે વચ્ચે નીતિ તથા ધર્મ સંબંધી પાઠો મૂકવાનો ઉદ્દેશ પાર પડે.

---

# વાચનમાળાના ખુલાસા.

( આવૃ. પુ. ૫૦. પૃ. ૮૦૬ થી ).

**સૂચના:**—વાચનમાળાના ખુલાસામાં નીચે કર્યું છે તેટલું લંબાણ જો કે યોગ્ય નહિ ગણાય, તોપણ ધર્મ તથા નીતિ સંબંધી બોધ અસરકારક રીતે આપવામાં આ તથા એની પછીની 'ધર્મ' વિષેની કવિતાઓ અત્યંત અનુકૂલ હોવાથી જોઈએ તે કરતાં વધારે વિસ્તાર કરવામાં આવ્યો છે.

**હરિજનનાં હૃદય**—હરિ એટલે (દુઃખના) હરનાર, એવા પરમાત્મા, તેમના જન એટલે મનુષ્યો, તે હરિજન કહેવાય છે. એ હરિજનનાં હૃદય વિષે આ કવિતા છે. પ્રશ્ન એ ઊઠે છે કે પ્રાણિમાત્ર તથા વસ્તુમાત્ર જ્યારે

પ્રાણુથી પ્રિય એવા જે પરમાત્મા તેનું ભજન કર્યા કર. આવો ઉપદેશ ક-રવાનું પ્રયોજન નીચલી લીટીમાં એજ આપે છે કે એમ પોકાર એટલે ભજન કરવાથી આ સંસારરૂપી સમુદ્ર તરીને પેલે પાર ઉતરાશે. સમુદ્રમાં મુસાફરી કરનાર શાંત વાતાવરણમાં ભલે થોડોક વખત સહેલ ભોગવી તેમાં સુખ માને, પરંતુ અલ્પકાલમાં તેની જિજ્ઞાસા તૃપ્ત થઈ જાય છે અને સમુદ્રની છોળો તથા અનેક તોફાનો તથા ભયંકર વિઘ્નોનો ખ્યાલ આવવા માડે છે એટલે તેના સુખનો અંત આવી જાય છે, અને સહી-સલામત સામે પાર આવી કિનારા પર ઊતરે નહિ ત્યાંસુધી ચેન વળતું નથી. જીવની પણ તેવીજ અવસ્થા થાય છે. પ્રથમ અજ્ઞાન અવસ્થામાં સંસારસમુદ્રમાં પ્રયાણ કરવું આનંદકારી લાગે છે, પરંતુ જ્યારે દુનીઆ-દારીના તોફાની પવનના સુસવાટા કાને આવે છે, કામક્રોધાદિકના આવેશને લઈને અનેક પ્રકારના તરંગો ઉછાળા મારી રહેલા સર્વત્ર દૃષ્ટિએ પડે છે, તથા વખતોવખત ભયંકર રોગરૂપી ખડકો નરદેહી ક્ષણભંગુર નૌકાના ક્વચિત્ ચૂરેચૂરા કરતી તો ક્વચિત્ કરવાની તૈયારીમાં ઉભેલી દૃષ્ટિગોચર થાય છે, ત્યારે આ સમુદ્રયાનનું જોખમ યથાર્થ સમજવામાં આવે છે; અને એવી કોઈ પણ આપત્તિ આવી પડે તે પહેલાં અભયદાન દેનારી અક્ષય્ય નાવનો આશ્રય લેવાનો હૃદયમાં નિશ્ચય થાય છે. હરિપદ એટલે હરિના ચરણકમલ એજ આવી નાવ છે, માટે ત્રીજી લીટીમાં ધીરો ભગત હૃદયકમલમાં હરિના ચરણકમલ ધારણ કરવાની સલાહ આપી ચોથી લીટીમાં ફરી ફરી ચાતક પક્ષીની માફક અહર્નિશ પોતાના પ્રાણપ્રેષ્ઠનું ભજન કરવા સૂચના કરે છે.

અપૂર્ણ.

---

# ગણિત.

એક હજાર (૧૦૦૦) ની આસપાસના ભાજકોએ ભાગવાની એક જાણવા લાયક રીતઃ—

આવા ભાગાકારોના બે ભાગ પાડી શકાયઃ—(અ) જેમાં ભાજક ૧૦૦૦ની સહેજ ઉપરનો હોય એવા, (બ) જેમાં ભાજક ૧૦૦૦ની સહેજ અંદરનો હોય એવા.

સૂચનાઃ—આ રીતમાં સાધારણ રીત કરતાં ગુણાકાર ઘણા સૂક્ષ્મ

પ્રાણથી પ્રિય એવા જે પરમાત્મા તેનું ભજન કર્યા કર. આવો ઉપદેશ કરવાનું પ્રયોજન નીચલી લીટીમાં એજ આપે છે કે એમ પોકાર એટલે ભજન કરવાથી આ સંસારરૂપી સમુદ્ર તરીને પેલે પાર ઉતરાશે. સમુદ્રમાં મુસાફરી કરનાર શાંત વાતાવરણમાં ભલે થોડોક વખત સહેલ ભોગવી તેમાં સુખ માને, પરંતુ અલ્પકાલમાં તેની જિજ્ઞાસા તૃપ્ત થઈ જાય છે અને સમુદ્રની છોળો તથા અનેક તોફાનો તથા ભયંકર વિઘ્નોનો ખ્યાલ આવવા માંડે છે એટલે તેના સુખનો અંત આવી જાય છે, અને સહીસલામત સામે પાર આવી કિનારા પર ઊતરે નહિ ત્યાંસુધી ચેન વળતું નથી. જીવની પણ તેવીજ અવસ્થા થાય છે. પ્રથમ અજ્ઞાન અવસ્થામાં સંસારસમુદ્રમાં પ્રયાણ કરવું આનંદકારી લાગે છે, પરંતુ જ્યારે દુનીઆદારીના તોફાની પવનના સુસવાટા કાને આવે છે, કામક્રોધાદિકના આવેશને લઈને અનેક પ્રકારના તરંગો ઉછાળા મારી રહેલા સર્વત્ર દૃષ્ટિએ પડે છે, તથા વખતોવખત ભયંકર રોગરૂપી ખડકો નરદેહી ક્ષણભંગુર નૌકાના કવચિત્ ચૂરેચૂરા કરતી તો કવચિત્ કરવાની તૈયારીમાં ઉભેલી દૃષ્ટિગોચર થાય છે, ત્યારે આ સમુદ્રયાનનું જોખમ યથાર્થ સમજવામાં આવે છે; અને એવી કોઈ પણ આપત્તિ આવી પડે તે પહેલાં અભયદાન દેનારી અક્ષય્ય નાવનો આશ્રય લેવાનો હૃદયમાં નિશ્ચય થાય છે. હરિપદ એટલે હરિના ચરણકમલ એજ આવી નાવ છે, માટે ત્રીજી લીટીમાં ધીરો ભગત હૃદયકમલમાં હરિના ચરણકમલ ધારણ કરવાની સલાહ આપી ચોથી લીટીમાં ફરી ફરી ચાતક પક્ષીની માફક અહર્નિશ પોતાના પ્રાણપ્રેષ્ઠનું ભજન કરવા સૂચના કરે છે.

અપૂર્ણ.

---

# ગણિત.

એક હજાર (૧૦૦૦) ની આસપાસના ભાજકોએ ભાગવાની એક જાણવા લાયક રીતઃ—

આવા ભાગાકારોના બે ભાગ પાડી શકાયઃ—(अ) જેમાં ભાજક ૧૦૦૦ની સહેજ ઉપરનો હોય એવા, (ब) જેમાં ભાજક ૧૦૦૦ની સહેજ અંદરનો હોય એવા.

સૂચનાઃ—આ રીતમાં સાધારણ રીત કરતાં ગુણાકાર ઘણા સૂક્ષ્મ

સૂચના:—ઉભી લીટી પાસેના ડાબી બાજુના હજારના આંકડાને બ-દલે તેની નજીકનો હજારનો પૂર્ણ આંકડો ગણવો, એટલે કે ઉપલા દાખ-લામાં એક હજાર નવસો અડસઠ છે તે લગભગ બે હજાર ગણાય; માટે તેની નજીકનો હજારનો આંકડો ૨ ગણી તેને ૬ એ ગુણવામાં આવ્યા.

દા–૩. ૫૦૧,૫૨૫ ને ૧૦૦૯ એ ભાગો.

| | |
|---|---|
| ૫૦૧ | ૫૨૫ |
| ૪ | ૫૧૮......(૫૦૨×૯) |
| ૪૯૭ | ૦૦૭ |
| | ૪૫......(૫×૯) |
| ૪૯૭ | ૦૫૨ |

$૪૯૭\frac{૫૨}{૧૦૦૯}$ જવાબ.

ઉપરની સૂચના પ્રમાણે ૫૦૧,૫૨૫ની નજીકની હજારની સંખ્યા ૫૦૨ છે, માટે તે વડે ૯ને ગુણ્યા છે. એજ પ્રમાણે ૪,૫૧૮ ની નજીકના હજા-રનો આંકડો ૫ ગણવામાં આવ્યો છે.

દા–૪. ૨,૩૪૫,૬૮૩ ને ૧૦૧૧ એ ભાગો.

| | |
|---|---|
| ૨૩૪૫ | ૬૮૩ |
| ૨૫ | ૮૦૬......(=૨૩૪૬×૧૧) |
| ૨૩૧૯ | ૮૭૭ |
| | ૨૮૬......(=૨૬×૧૧) |
| ૨૩૨૦ | ૧૬૩ |

$૨૨૨૦\frac{૧૬૩}{૧૦૧૧}$ જવાબ.

ચ. ૧૦૦૦ની અંદરની નજીકની રકમોએ ભાગવાની રીત ઉપર ક-રતાં વધારે સહેલી છે. રીત–પ્રથમ ૧૦૦૦ એ ભાગવા તથા ઉપર માફક ઉભી લીટી દોરવી. અને ભાગાકારને હજાર કરતાં ભાજક જેટલો ઓછો હોય તેટલા તફાવતે ગુણી ગુણાકાર ઉપરની સંખ્યા નીચે મુકવો, અને એ નવી સંખ્યામાં જે લીટીની ડાબી બાજુના આંકડા હોય તેને ઉપરનાજ તફાવતે ગુણી ને પણ ત્રીજી સંખ્યા તરીકે નીચે મુકી ત્રણેનો સરવાળો ક-

સૂચનાઃ—ઉભી લીટી પાસેના ડાબી બાજુના હજારના આંકડાને બદલે તેની નજીકનો હજારનો પૂર્ણ આંકડો ગણવો, એટલે કે ઉપલા દાખલામાં એક હજાર નવસો અડસઠ છે તે લગભગ બે હજાર ગણાય; માટે તેની નજીકનો હજારનો આંકડો ૨ ગણી તેને ૬ એ ગુણવામાં આવ્યા.

દા–૩. ૫૦૧,૫૨૫ ને ૧૦૦૯ એ ભાગો.

| | |
|---|---|
| ૫૦૧ | ૫૨૫ |
| ૪ | ૫૧૮......(૫૦૨×૯) |
| ૪૯૭ | ૦૦૭ |
| | ૪૫......(૫×૯) |
| ૪૯૭ | ૦૫૨ |

૪૯૭ ૫૨/૧૦૦૯ જવાબ.

ઉપરની સૂચના પ્રમાણે ૫૦૧,૫૨૫ની નજીકની હજારની સંખ્યા ૫૦૨ છે, માટે તે વડે ૯ ને ગુણ્યા છે. એજ પ્રમાણે ૪,૫૧૮ ની નજીકના હજારનો આંકડો ૫ ગણવામાં આવ્યો છે.

દા–૪. ૨,૩૪૫,૬૮૩ ને ૧૦૧૧ એ ભાગો.

| | |
|---|---|
| ૨૩૪૫ | ૬૮૩ |
| ૨૫ | ૮૦૬......(=૨૩૪૬×૧૧) |
| ૨૩૧૯ | ૮૭૭ |
| | ૨૮૬......(=૨૬×૧૧) |
| ૨૩૨૦ | ૧૬૩ |

૨૩૨૦ ૧૬૩/૧૦૧૧ જવાબ.

૪. ૧૦૦૦ની અંદરની નજીકની રકમોએ ભાગવાની રીત ઉપર કરતાં વધારે સહેલી છે. રીત–પ્રથમ ૧૦૦૦ એ ભાગવા તથા ઉપર માફક ઉભી લીટી દોરવી. અને ભાગાકારને હજાર કરતાં ભાજક જેટલો ઓછો હોય તેટલા તફાવતે ગુણી ગુણાકાર ઉપરની સંખ્યા નીચે મુકવો, અને એ નવી સંખ્યામાં જે લીટીની ડાબી બાજુના અંક હોય તેને ઉપરનાજ તફાવતે ગણી તે પણ ત્રીજી સંખ્યા તરીકે નીચે મુકી ત્રણેનો સરવાળો ક-

ઘેન (અ. ). ગયૂત. વાદળાં, તરસ, અંધારૂ. ગુજરાતીમાં નીશો.
ઘોંઘાટ ( ફા. ). ગવૂગા. ગડબડ, અવાજ, ધુમરાણ.
ઘોર ( ફા. ). ગૂર. જંગલ, કબર.

ચ.

ચકન ( ફા. ). ચિકિન. રેશમ વગેરેથી લુગડાં પર ભરત ભરવું.
ચકમક ( ફા. તુ. ). ચકમાક, કે ચકમાક. પથ્થર પર લોઢાનો જે કડકો મારીને દેવતા પાડે છે તે.
ચકલો ( ફા. ). ચકલા. ટીપુ ટીપુ ટપકવું, પ્રગળું.
ચપ્પુ ( ફા. ). ચાકૂ.
ચપાટી ( ફા. ). ચપાતી. ઘઉંની કુલકા રોટલી. ચપાન=તમાચો. કુલકા રોટલી બીજી રોટલીઓ કરતાં વધારે તમાચા ખાય છે ( કેમકે એને વણતા નથી, હાથ પર ઘડે છે ), માટે.
ચમચો ( તુ ). ચુમ્ચા.
ચબુતરો ( ફા. ). ચવ્તરા ઉપરથી હિંદીમાં ચબૂતરો.
ચમન ( ફા. ). બાગ, બગીચો. ચમીદન=બાગમાં ફરવું. તે ઉપરથી આધારાર્થ ચમ+અન પ્રત્યય. બાગમાં હરવા ફરવાની જગા.
ચરખી ( ફા. ). ચર્ખ ઉપરથી. દરેક ગોળ અને ફરનાર વસ્તુ.
ચરબી ( ફા. ). ચર્બી. નરમી, ચિકાશ.
ચલમ ( ફા. ). હિંદુસ્તાનમાં વપરાતો ફારસી શબ્દ છે. ઈરાનમાં " સરિકલ્યાં ( હુક્કાનું માથું ) કહે છે. કાબુલમાં હુક્કાને " ચલીમ " કહે છે.
ચશમ ( ફા. ). ચશ્મ=આંખ.
ચશમપોશી ( ફા. ). ચશ્મપોશી. આંખ છુપાવવી, આંખ આડા કાન કરવા. પોશીદન=છુપાવવું ઉપરથી.
ચશમા ( ફા. ). ચશ્મા=પાણીનું વહેણ. ઉપનેત્રના અર્થમાં ફારસીમાં " ચશ્મક, " અને અરબીમાં " અયૂનક " શબ્દ છે.
ચહેરો ( ફા. ). ચહ્રા.
ચાક ( ફા. ). ફાટેલું. અંગરખાના ચાક.
ચાદર ( ફા. ). ઓછાડ.

ઘેન (અ. ). ગયૂન. વાદળાં, તરસ, અંધારૂં. ગુજરાતીમાં નીશો.
ઘોંઘાટ ( ફા. ). ગવૃગા. ગડબડ, અવાજ, ઘુમરાણ.
ઘોર ( ફા. ). ગૂર. જંગલ, કબર.

## ચ.

ચકન ( ફા. ). ચિકિન. રેશમ વગેરેથી લુગડાં પર ભરત ભરવું.
ચકમક ( ફા. તુ. ). ચકમાક, કે ચકમાક. પથ્થર પર લોઢાનો જે કડકો મારીને દેવતા પાડે છે તે.
ચકલો ( ફા. ). ચકલા. ટીપું ટીપું ટપકવું, પ્રગળવું.
ચપ્પુ ( ફા. ). ચાકૂ.
ચપાટી ( ફા. ). ચપાતી. ઘઉંની ફુલકા રોટલી. ચપાત=તમાચો. ફુલકા રોટલી બીજી રોટલીઓ કરતાં વધારે તમાચા ખાય છે ( કેમકે એને વણતા નથી, હાથ પર ઘડે છે ), માટે.
ચમચો ( તુ ). ચુમ્ચા.
ચણુતરો ( ફા. ). ચવૂતરા ઉપરથી હિંદીમાં ચબૂતરો.
ચમન ( ફા. ). બાગ, બગીચો. ચમીદન=બાગમાં ફરવું. તે ઉપરથી આશાર્થે ચમ+અન પ્રત્યય: બાગમાં હરવા ફરવાની જગા.
ચરખી ( ફા. ). ચર્ખ ઉપરથી. દરેક ગોળ અને ફરનાર વસ્તુ.
ચરબી ( ફા. ). ચર્બી. નરમી, ચિકાશ.
ચલમ ( ફા. ). હિંદુસ્તાનમાં વપરાતો ફારસી શબ્દ છે. ઈરાનમાં " સરિકલ્યાં ( હુક્કાનું માથું ) કહે છે. કાબુલમાં હુક્કાને " ચલીમ " કહે છે.
ચશમ ( ફા. ). ચશ્મ=આંખ.
ચશમપોશી ( ફા. ). ચશ્મપોશી. આંખ છુપાવવી, આંખ આડા કાન કરવા. પોશીદન=છુપાવવું ઉપરથી.
ચશમા ( ફા. ). ચશ્મા=પાણીનું વહેણ. ઉપનેત્રના અર્થમાં ફારસીમાં " ચશ્મક, " અને અરબીમાં " અયૂનક " શબ્દ છે.
ચહેરો ( ફા. ). ચહરા.
ચાક ( ફા. ). ફાટેલું. અંગરખાના ચાક.
ચાદર ( ફા. ). ઓછાડ.

Gulamáchi Goshtha) નામની મરાઠી ચોપડી આ ઇલાકાની મરાઠી પ્રાંથમિક અને ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓ માટે મંજુર કરેલી ઇનામ માટેની ચોપડીઓના લિસ્ટમાંથી કાઢી નાખવામાં આવી છે.

ઑફિસ ઑવ્ ધિ ડિરેકટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન પૂના, ૨૮ મી જુન ૧૯૧૧

(સહી) P. Wren, for Director of Public Instruction.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના સને ૧૯૧૧ ના જુલાઇ માસની તા. ૧૦ મીના હુકમ નં. ૪૩૦૪ ઉપરથી ).

### હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા. ૧૭.મી જાન્યુઆરી ૧૯૦૭ ના મુંબઈ સરકારી ગૅઝેટના ભાગ ૧ ને ૯૬–૯૮ પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા૦ ૨૦ મી સપ્ટેંબર સને ૧૯૧૧ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્યસ્થળોએ હરીફાઈની પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ) |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણમાંની એક સ્કૉલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો અંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે બેનીઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કૉલરશિપ રાખવામાં આવશે, અને એક સ્કૉલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે·

૩. મુસલમાનો માટે ખાસ રાખેલી એક ત્રણ વરસ અને ચાર મહીના અને બીજી બે વરસ ને ચાર મહીના ચાલે એવી પાંચ પાંચ રૂપીઆની બે સ્કૉલરશિપો થાણા જિલ્લામાં ખાલી છે તેની ખબર આપવામાં

Gulamâchi Goshtha ) નામની મરાઠી ચોપડી આ ઇલાકાની મરાઠી પ્રાથમિક અને ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓ માટે મંજુર કરેલી ઇનામ માટેની ચોપડીઓના લિસ્ટમાંથી કાઢી નાખવામાં આવી છે.

ઑફિસ ઑવ્ ધિ ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન પૂના, ૨૮ મી જુન ૧૯૧૧ } (સહી) P. Wren, for Director of Public Instruction.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૧૧ ના જુલાઇ માસની તા. ૧૦ મીના હુકમ નં. ૪૩૭૪ ઉપરથી ).

### હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા. ૧૭ મી જાન્યુઆરી ૧૯૦૭ ના મુંબઈ સરકારી ગૅઝેટના ભાગ ૧ ને ૯૬–૯૮ પૃષ્ઠે પ્રસિદ્ધ થયલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા૦ ૨૦ મી સપ્ટૅંબર સને ૧૯૧૧ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્યસ્થળોએ હરીફાઈની પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ) |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણમાંની એક સ્કૉલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો અંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે બેનીપ્રઝરામલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કૉલરશિપ રાખવામાં આવશે, અને એક સ્કૉલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. મુસલમાનો માટે ખાસ રાખેલી એક ત્રણ વરસ અને ચાર મહીના અને બીજી બે વરસ ને ચાર મહીના ચાલે એવી પાંચ પાંચ રૂપીઆની બે સ્કૉલરશિપો થાણા જિલ્લામાં ખાલી છે તેની ખબર આપવામાં

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. બાકીની બે સ્કૉલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો અંગ્રેજી કેળવણીમાં પછાત છે, જેવા કે બેની-ઈઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કૉલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કૉલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. થાણા જિલ્લામાં નીચેની ૪ સ્કૉલરશિપો અને પંચમહાલમાં ૧ ખાલી છે એવી ખબર આપવામાં આવી છે. જે છેલ્લા ઉમેદવારને પુરેપુરી સ્કૉલરશિપ આપવામાં આવશે તેવા ઉમેદવારની પછી તરતજ જેમના નંબર આવશે તેવા ઉમેદવારોને આ સ્કૉલરશિપો મળશે.

મુસલમાનો માટે ખાસ રાખેલી થાણા જિલ્લાની ૪ સ્કૉલરશિપો, તેમાંની ૨ બે વરસ અને ચાર મહીના ચાલે એવી, અને બાકીની એક વરસ અને ચાર મહીના ચાલે એવી. બે વરસ અને ચાર મહીના ચાલે એવી મુસલમાનો માટે ખાસ રાખેલી પંચમહાલની એક સ્કૉલરશિપ. આ સ્કૉલરશિપો સને ૧૯૧૧ ની ૧ લી સપ્ટેંબરથી શરૂ થશે.

૪. દરેક મધ્યસ્થળે કમિટિ મારફત પરીક્ષા લેવામાં આવશે. સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર કમિટિના પ્રમુખ થશે.

૫. સ્પર્ધા કરવાની (પરીક્ષા આપવાની) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફૉર્મ ઉપર અરજી કરવી. તે ફૉર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવારે જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટિના પ્રમુખ તરફ અરજી મોકલવી. તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટિ લેશે; તે તારીખ પછી કોઈ અરજી લેવામાં આવશે નહિ.

૬. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે ને વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી જાનુઆરી સને ૧૯૦૭ ના મુંબાઈ સરકારી ગૅઝેટના ભાગ ૧ લાને ૯૫-૯૬ પૃષ્ઠે પ્રસિદ્ધ થયલા "સુધારેલા નિયમો" માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટિના પ્રમુખને અરજ કર-

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. છમાંની બે સ્કૉલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો અંગ્રેજી કેળવણીમાં પછાત છે, જેવા કે બેની–ઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કૉલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કૉલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. થાણા જિલ્લામાં નીચેની ૪ સ્કૉલરશિપો અને પંચમહાલમાં ૧ ખાલી છે એવી ખબર આપવામાં આવી છે. જે છેલ્લા ઉમેદવારને પુરેપુરી સ્કૉલરશિપ આપવામાં આવશે તેવા ઉમેદવારની પછી તરતજ જેમના નંબર આવશે તેવા ઉમેદવારોને આ સ્કૉલરશિપો મળશે.

મુસલમાનો માટે ખાસ રાખેલી થાણા જિલ્લાની ૪ સ્કૉલરશિપો, તેમાંની ૨ બે વરસ અને ચાર મહીના ચાલે એવી, અને બાકીની એક વરસ અને ચાર મહીના ચાલે એવી. બે વરસ અને ચાર મહીના ચાલે એવી મુસલમાનો માટે ખાસ રાખેલી પંચમહાલની એક સ્કૉલરશિપ. આ સ્કૉલરશિપો સને ૧૯૧૧ ની ૧ લી સપ્ટેંબરથી શરૂ થશે.

૪. દરેક મધ્યસ્થળે કમિટિ મારફત પરીક્ષા લેવામાં આવશે. સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર કમિટિના પ્રમુખ થશે.

૫. સ્પર્ધા કરવાની (પરીક્ષા આપવાની) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફૉર્મ ઉપર અરજી કરવી. તે ફૉર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવારે જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટિના પ્રમુખ તરફ અરજી મોકલવી. તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટિ લેશે; તે તારીખ પછી કોઇ અરજી લેવામાં આવશે નહિ.

૬. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે ને વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી જાન્યુઆરી સને ૧૯૦૭ ના મુંબઇ સરકારી ગૅઝેટના ભાગ ૧ લાને ૯૫–૯૬ પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા "સુધારેલા નિયમો" માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટિના પ્રમુખને અરજ કર-

ફંડમાંથી અમદાવાદ જિલ્લાના કડવા અને લેવા કણબીની નાતના છોકરાઓને મિડલ અને સ્પેશ્યલ સ્કૂલોમાં ત્રણ ત્રણ રૂપીઆની ૭ સ્કૉલરશિપો આપવા સારૂ શુક્રવાર તા. ૨૨ મી સપ્ટેંબર સને ૧૯૧૧ ને રોજ અને ત્યારપછીના દિવસોએ અમદાવાદ આર સી. હાઈ સ્કૂલના મકાનમાં હરીફાઈની પરીક્ષા લેવામાં આવશે. તા. ૫ મી સને ૧૯૦૪ ના મુંબઈ સરકારી ગૅઝેટ ભાગ. ૧ લાને ૫૧૨–૫૧૪ પૃષ્ઠે પ્રસિદ્ધ થયલા નિયમોના 'ક્લૉઝ ઈ'માં આવેલા નિયમો અને શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. અરજીઓ અને દાખલ ફી તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અમદાવાદ મધ્યસ્થળના પ્રેસિડન્ટ લેશે.

| | |
|---|---|
| અમદાવાદ.<br>તા. ૧૦ મી જુલાઈ<br>૧૯૧૧. | ( સહી ) F. W. Marrs.<br>Ag. Educational Inspector<br>N. D. |

---

## જાહેર ખબર.

### સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૧૧.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્ત્રી-શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તા. ૩૦ મી માહે અકટોબર સને ૧૯૧૧ ના રોજ સદરહુ કૉલેજના મકાનમાં સવારના ૧૧ વાગેથી લેવામાં આવશે, માટે જે સ્ત્રીઓને પરીક્ષામાં દાખલ થવું હોય તેમણે ખબર મોકલવા બંદોબસ્ત કરવો.

પરીક્ષા કન્યાશાળાના પાંચમા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. ૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારના વાલીએ સને ૧૯૧૧ ના મે માસના શાળાપત્રના ૧૭૫ મે પાને બતાવેલા નમુના પ્રમાણે છાપેલા ફૉર્મમાં ઉમેદવારની હકીકતનું પત્રક તા. ૧૫ માહે અકટોબર સને ૧૯૧૧ સુધીમાં અમને મળે એવી રીતે મોકલવું. અને તે સાથે ઉમેદવારની સારી ચાલચલગત માટે એ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટિફિકેટ મોકલવું. છાપેલાં ફૉર્મ અહીંથી મળશે.

ફંડમાંથી અમદાવાદ જિલ્લાના કડવા અને લેવા કણબીની નાતના છોકરાઓને મિડલ અને સ્પેશ્યલ સ્કૂલોમાં ત્રણ ત્રણ રૂપીઆની ૭ સ્કૉલરશિપો આપવા સારૂ શુક્રવાર તા. ૨૨ મી સપ્ટેંબર સને ૧૯૧૧ ને રોજ અને સારપછીના દિવસોએ અમદાવાદ આર. સી. હાઈસ્કૂલના મકાનમાં હરીફાઈની પરીક્ષા લેવામાં આવશે. તા. ૫ મી સને ૧૯૦૪ ના મુંબઈ સરકારી ગૅઝેટ ભાગ. ૧ લાને ૫૧૨-૫૧૪ પૃષ્ઠે પ્રસિદ્ધ થયલા નિયમોના 'કલૉઝ ઈ'માં આવેલા નિયમો અને શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. અરજીઓ અને દાખલ ફી તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અમદાવાદ મધ્યસ્થળના પ્રેસિડન્ટ લેશે.

| | |
|---|---|
| અમદાવાદ.<br>તા. ૧૦ મી જુલાઈ<br>૧૯૧૧. | ( સહી ) F. W. Marrs.<br>Ag. Educational Inspector<br>N. D. |

---

## જાહેર ખબર.

### સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૧૧.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તા. ૩૦ મી માહે અક્ટોબર સને ૧૯૧૧ ના રોજ સદરહુ કૉલેજના મકાનમાં સવારના ૧૧ વાગેથી લેવામાં આવશે, માટે જે સ્ત્રીઓને પરીક્ષામાં દાખલ થવું હોય તેમણે ખબર મોકલવા બંદોબસ્ત કરવો.

પરીક્ષા કન્યાશાળાના પાંચમા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. ૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારના વાલીએ સને ૧૯૧૧ ના મે માસના શાળાપત્રના ૧૭૫ મે પાને બતાવેલા નમુના પ્રમાણે છાપેલા ફૉર્મમાં ઉમેદવારની હકીકતનું પત્રક તા. ૧૫ માહે અક્ટોબર સને ૧૯૧૧ સુધીમાં અમને મળે એવી રીતે મોકલવું. અને તે સાથે ઉમેદવારની સારી ચાલચલગત માટે એ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટિફિકેટ મોકલવું. છાપેલાં ફૉર્મ અહીંથી મળશે.

લમ પડતો હતો. કેટલાક પેપરોમાં કાઢેલા પદાર્થથી આખો કાગળ ભરાઈ ગયો હતો અને થોડો ભાગ બહાર પણ નીકળી ગયો હતો, જ્યારે બીજા પેપરોમાં ડ્રૉઇંગની આસપાસ "મૂકવાની" જગા કાઢેલા પદાર્થોનાં કદના પ્રમાણમાં ઘણી વધારે હતી. જો ઉપલી ટીકાઓ તરફ ડ્રૉઇંગના શિક્ષકોનું ધ્યાન ખેંચવામાં આવે, તો મોકલવામાં આવતા ડ્રૉઇંગોના સ્વરુપમાં મોટો સુધારો થવાનો સંભવ છે.

---

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૭ મી જુલાઈ ૧૯૧૧ ના લખાણ નં. ૪૭૨૪ ઉપરથી ).

## સરકારી જાહેર ખબર.

નં. ૨૦૬૩-તા. ૨૮ મી માર્ચ સને ૧૯૧૧ ની સરકારી જાહેર ખબર નં. ૬૦૩ * ના વધારામાં આ ઇલાકાની પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે સરકારે મંજુર કરેલી ચોપડીઓ વગેરેની નીચેની ત્રૈમાસિક યાદી સર્વેની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | ચોપડી વગેરેનું નામ. |
|---|---|
| ૧ | ગુજરાતી.<br>દાતાર એન. એન.—<br>હોમ મૅપ ઑવ્ ઇંડિઆ. |

નામદાર ગવર્નર-ઇન્-કાઉન્સિલના
હુકમથી
L. Robertson.
સેક્રેટરી ટુ ગવર્નમેંટ.

---

* તા: ૩૦ મી માર્ચ સને ૧૯૧૧ ના મુંબઈ સરકારી ગૅઝેટ ભાગ ૧ લાને ૪૭૨ મે પાને પ્રસિદ્ધ થયલો.

લમ પડતો હતો. કેટલાક પેપરોમાં કાઢેલા પદાર્થથી આખો કાગળ ભરાઈ ગયો હતો અને થોડો ભાગ બહાર પણ નીકળી ગયો હતો, જ્યારે બીજા પેપરોમાં ડ્રૉઇંગની આસપાસ "મૂકવાની" જગા કાઢેલા પદાર્થોનાં કદના પ્રમાણમાં ઘણી વધારે હતી. જો ઉપલી ટીકાઓ તરફ ડ્રૉઇંગના શિક્ષકોનું ધ્યાન ખેંચવામાં આવે, તો મોકલવામાં આવતા ડ્રૉઇંગોના સ્વરુપમાં મોટો સુધારો થવાનો સંભવ છે.

---

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૭ મી જુલાઈ ૧૯૧૧ ના લખાણ નં. ૪૭૨૪ ઉપરથી ).

## સરકારી જાહેર ખબર.

નં. ૨૦૬૩–તા. ૨૮ મી માર્ચ સને ૧૯૧૧ ની સરકારી જાહેર ખબર નં. ૬૦૩ * ના વધારામાં આ ઇલાકાની પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે સરકારે મંજુર કરેલી ચોપડીઓ વગેરેની નીચેની ત્રૈમાસિક યાદી સર્વેની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | ચોપડી વગેરેનું નામ. |
|---|---|
| ૧ | ગુજરાતી.<br>દાતાર એન. એન.—<br>હોમ મૅપ ઑવ્ ઇંડિઆ. |

નામદાર ગવર્નર-ઇન્-કાઉન્સિલના
હુકમથી
L. Robertson.
સેક્રેટરી ટુ ગવર્નમૅંટ.

---

* તા: ૩૦ મી માર્ચ સને ૧૯૧૧ ના મુંબઈ સરકારી ગૅઝેટ ભાગ ૧ લાને ૪૭૨ મે પાને પ્રસિદ્ધ થયલો.

| નં. | ચોપડીનું નામ. | જેમાં છપાઈ હોય તે ભાષાનું નામ. | શેને માટે ચોપડી મંજુર કરી છે તે. | કિમત. રૂ. આ. પા. | |
|---|---|---|---|---|---|
| ૪ | મેહમુદા બેગમ અને કુલસુમ બેગમ મહમદ લતીફના ઘરમાં, કુચા પંડિત દિલ્હી. '૧૯૧૧ માટેની ડાયરી' | ઉર્દુ | ઉર્દુ નિશાળોની લાઇબ્રરીઓ માટે | ૦—૮—૦ | |
| ૫ | નવલ્ક કિશોરી પ્રેમ, લખનૌ. 'સુધાતે કિશ્વરી' | ઉર્દુ | ઉર્દુ નિશાળોની લાઇબ્રરીઓ માટે | ૨—૪—૦ | |

ઑફિસ ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, પૂના, ૨૭ મી જુલાઈ ૧૯૧૧.

(સહી) P. Wren
For Director of Public Instruction.

| નં. | ચોપડીનું નામ. | જેમાં છપાઈ હોય તે ભાષાનું નામ. | શેને માટે ચોપડી મંજુર કરી છે તે. | કિંમત. રૂ. આ. પા. | |
|---|---|---|---|---|---|
| ૪ | મેહમુદા બેગમ અને કુલસુમ બેગમ મહમદ લતીફના ઘરમાં, કુચા પંડિત દિલ્હી. '૧૯૧૧ માટેની ડાયરી' | ઉર્દુ | ઉર્દુ નિશાળોની લાઇબ્રરીઓ માટે | ૦—૮—૦ | |
| ૫ | નવલ કિશોરી પ્રેસ, લખનૌ. 'સુધાતે કિશ્રરી' | ઉર્દુ | ઉર્દુ નિશાળોની લાઇબ્રરીઓ માટે | ૨—૪—૦ | |

ઑફિસ ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન
પૂના, ૧૭ મી જુલાઈ ૧૯૧૧.

(સહી) P. Wren
For Director of Public Instruction.

રામ મીઠાઈ તથા લુગડાં રૂ. ૩-૮-૦ **ઝીંઝર**—સ્કુલકમિટિના મેમ્બરો મીઠાઈ તથા કપડાં રૂ. ૩ ) **સાણોદા**—ફતેહચંદ રાયચંદ સ્કુલ જમાડી તથા મીઠાઈ વહેંચી રૂ. ૨૫ ) ત્રંબકલાલ દોલાભાઈ પાણી પીવા પરબ બેસાડી દર માસે રૂ. ૧-૮-૦ **પોલારપુર**—મહાનત શ્રી ગજરાજગરજી ઇશ્વરગરજી પુસ્તકો તથા મીઠાઈ રૂ. ૧૦ ) **બાવળા**—કન્યા-મોહનલાલ ત્રીભોવન, રામનાથ જેસીંગદાસ, રામભાઈ નારણભાઈ, પરસોતમ લલ્લુભાઈ, તથા મણીભાઈ કુબેરભાઇ કપડાં તથા મીઠાઈ રૂ. ૧૧-૧૨-૦ **અસ**—કન્યા—ગામલોકો લુગડાં તથા મીઠાઈ રૂ. ૪-૬-૦ **ઝુંડાલ**—ભાઇજી વેણીદાસ તથા તરગાળા કાળીદાસ અંબારામ તથા રણછોડભાઈ વસ્તાભાઈ નિશાળ જમાડી રૂ. ૩૦-૮-૦ **વટામણ**—સ્કુલકમિટિના મેમ્બરો ચોપડી, કપડાં, મીઠાઈ રૂ. ૬-૮-૦ **કોઠ**—ગામના પંચો પુસ્તકો તથા મીઠાઇ રૂ. ૫-૩-૬ **બગડ**—સ્કુલકમિટિના મેમ્બરો તથા ગામના સદ્‌ગૃહસ્થો પુસ્તકો તથા મીઠાઈ રૂ. ૫-૧૨-૦ **સાંથળ**—સ્કુલકમિટિના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૦ )

**ખેડા વિભાગ.**

**વણસોલ**—પા. લલ્લુભાઈ લાલજી સ્કુલ જમાડી રૂ. ૧૦) પા. અલુભાઈ મુળજીભાઈ રૂ. ૭) સ્કુલ જમાડી, ગામલોક રૂ. ૭) ઘડીઆળ નં. ૧ **વલાસણ**—શા. મગનલાલ ત્રીકમભાઈ રૂ. ૧૫) ઘડીઆળ. **સામરખા**—શા. ભાઈલાલ સખીદાસ, પા. બકોરભાઈ દાદાભાઈ, વહોરા ગફુરભાઈ અલીજી દરેક રૂ. ૧૦) સ્કુલ જમાડી **આંકલાવ**—પા. નાથાભાઈ પ્રભુદાસ, પા. નાગજીભાઈ જીવાભાઈ, માધવસંગ પ્રેમરતનજી, પા. ભગવાન વહાલાભાઈ, પા. કાશીભાઈ મનોરભાઇ દરેક રૂ. ૫૦) સ્કુલ જમાડી, ઠક્કર. પોપટ જુઠા રૂ. ૫) મીઠાઈ. **ડાકોર**—શેઠ મોરારજી વસનજી રૂ. ૮૦) ઇનામ. **ખરેટી**—ગામલોકો રૂ. ૬) ઇનામ. **કાસર**—ગામલોકો રૂ. ૭૦) સભાસ્થાન સારૂ, પા. જીવાભાઇ ભીખાભાઈ રૂ. ૧૧) ઇનામ. પા. મંગળભાઇ દેસાઇભાઈ રૂ. ૩) સભાસ્થાનમાં. **વડતાલ**—પગી રણછોડભાઇ ભીખાભાઇ રૂ. ૩૧—૭—૬ સ્કુલ જમાડી. **અનારા**—પા. કુબેરભાઇ કાનદાસ તથા પટેલ બેચરભાઇ ગીરધરભાઈ રૂ. ૧૨) ઘડીઆળ. **બાંમણવા**—પા. મથુર ધના તથા હીરા મનોર રૂ. ૧૭) ઘડીઆળ આપ્યું તથા સ્કુલ

રામ મીઠાઈ તથા લુગડાં રૂા. ૩-૮-૦ **ઝીંઝર**—સ્કુલકમિટિના મેમ્બરો મીઠાઈ તથા કપડાં રૂા. ૩ ) **સાણોદા**—ફતેહચંદ રાયચંદ સ્કુલ જમાડી તથા મીઠાઈ વહેંચી રૂા. ૨૫ ) ત્રંબકલાલ દોલાભાઈ પાણી પીવા પરબ બેસાડી દર માસે રૂા. ૧-૮-૦ **પીલાદરપુર**—મહાનત શ્રી ગજરાજગરજી ઇશ્વરગરજી પુસ્તકો તથા મીઠાઈ રૂા. ૧૦ ) **આવળા**—કન્યા-મોહનલાલ ત્રીભોવન, રામનાથ જેસીંગદાસ, રામભાઈ નારણભાઈ, પરસોતમ લલ્લુભાઈ, તથા મણીભાઈ કુબેરભાઇ કપડાં તથા મીઠાઈ રૂા. ૧૧-૧૨-૦ **ખસ**—કન્યા—ગામલોકો લુગડાં તથા મીઠાઈ રૂા. ૪-૬-૦ **ઝુડાલ**—ભાઇજી વેણીદાસ તથા તરગાળા કાળીદાસ અંબારામ તથા રણછોડભાઈ વસ્તાભાઈ નિશાળ જમાડી રૂા. ૩૦-૮-૦ **વદામણ**—સ્કુલકમિટિના મેમ્બરો ચોપડી, કપડાં, મીઠાઈ રૂા. ૬-૮-૦ **કૌકા**—ગામના પંચો પુસ્તકો તથા મીઠાઇ રૂા. ૫-૩-૬ **બગડ**—સ્કુલકમિટિના મેમ્બરો તથા ગામના સદ્ગૃહસ્થો પુસ્તકો તથા મીઠાઈ રૂા. ૫-૧૨-૦ **સાંથળ**—સ્કુલકમિટિના મેમ્બરો તથા સદ્ગૃહસ્થો રૂા. ૧૦ )

**ખેડા વિભાગ.**

**વણસોલ**—પા. લલ્લુભાઈ લાલજી સ્કુલ જમાડી રૂા. ૧૦) પા. અભુભાઈ મુળજીભાઈ રૂ. ૭) સ્કુલ જમાડી, ગામલોક રૂ. ૭) ઘડીઆળ નં. ૧ **વલાસણ**—રા. મગનલાલ ત્રીકમભાઈ રૂ. ૧૫) ઘડીઆળ. **સામરખા**—શા. ભાઈલાલ સખીદાસ, પા. બેકોરભાઈ દાદાભાઈ, વહોરા ગફુરભાઈ અલીજી દરેક રૂ. ૧૦) સ્કુલ જમાડી **આંકલાવ**—પા. નાથાભાઈ પ્રભુદાસ, પા. નાગજીભાઈ જીવાભાઈ, માધવસંગ પ્રેમરતનજી, પા. ભગવાન વહાલાભાઈ, પા. કાશીભાઈ મનોરભાઇ દરેક રૂ. ૫૦) સ્કુલ જમાડી, ઠક્કર. પોપટ જુઠા રૂ. ૫) મીઠાઈ. **ડાકોર**—શેઠ મોરારજી વસનજી રૂ. ૮૦) ઇનામ. **ખરેડી**—ગામલોકો રૂ. ૬) ઇનામ. **કાસર**—ગામલોકો રૂ. ૭૦) સંગ્રહસ્થાન સારૂ, પા. જીવાભાઇ છગ્ગુભાઈ રૂ. ૧૧) ઇનામ. પા. મંગળભાઇ દેસાઇભાઈ રૂ. ૩) સંગ્રહસ્થાનમાં. **વડતાલ**—પગી રણછોડભાઇ બીખાભાઇ રૂ. ૩૧—૭—૬ સ્કુલ જમાડી. **અનારા**—પા. કુબેરભાઇ કાનદાસ તથા પટેલ બેચરભાઇ ગીરધરભાઈ રૂ. ૧૨) ઘડીઆળ. **બાંમણવા**—પા. મયુર ધના તથા હીરા મનોર રૂ. ૧૭) ઘડીઆળ આપ્યું તથા સ્કુલ

રૂ. ૭—૮—૦ ગામના વેપારીઓ તરફથી પુસ્તકો તથા શાકર રૂ. ૩—૦—૦ **કંથારિયા**—વાર્ષિક પરીક્ષા સમએ ગામના વેપારીઓ તરફથી પુસ્તકો તથા શાકર રૂ. ૪—૦—૦ **વોંધ**—વાર્ષિક પરીક્ષા વખતે ઠા. લાલજી ખીમજી તરફથી મીઠાઈ રૂ. ૨—૦—૦ **પલાંસવા**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ. ૭—૦—૦ જાગીરદાર તરફથી મીઠાઈ રૂ. ૨) મ્યુનિસિપાલ સેક્રેટરી તરફથી શાકર રૂ. ૧—૮—૦ **ગેડી**—જાગીરદાર તરફથી ખુશીયા ઈનામ મીઠાઈ રૂ ૩—૦—૦ **કોટડી**—મસ્કાના ઠા. પ્રેમજી ખેંગાર અત્રે આવેલા તેની ખુશાલી સમય ઈનામ મીઠાઈ, રૂમાલ, ટોપીઓ રૂ. ૪૦—૦—૦ **ભગવાણા**—કોઠારાના ઠા. દયાળ નારાયણજી તથા ઠા ગોકળદાસ રામદાસ તેમના પુત્રના લગ્ન પ્રસંગે મીઠાઈ તથા રૂમાલ રૂ. ૯—૮—૦ **રોહા**—કોઠારાના શેઠ કુવરજી મૂળજીના પુત્રના લગ્ન પ્રસંગે ઈનામ રૂમાલ તથા મીઠાઈ રૂ ૮—૨—૦ **ભુજ મહોમેડન સ્કુલ**—મેમણ અબ્દુ લતીફ, અબ્દુ રેમાને કુરાનેશરીફ પુરો કર્યો તેની ખુશાલી સમએ મીઠાઈ રૂ. ૨—૪—૦ **એડાઇ**—વાર્ષિક પરીક્ષા વખતે શેઠ આમદ યુસફે શાકર મણ ૧। ખુશીથી વહેંચી રૂ. ૪—૮—૦ **નારાણપર**—રાજ્યગોર જેરામને ત્યાં પુત્રનો જન્મ થવાથી તેની ખુશાલી સમએ પુસ્તકો તથા મીઠાઈ વહેંચી રૂ. ૫—૮—૦ **નાગ્રેચા**—જોડેજા હમીરજી હાજાજીને ઘેર કુવરનો જન્મ થવાથી ખુશાલી પ્રસંગે પુસ્તકો, રૂમાલ, તથા મીઠાઈ વહેંચી રૂ. ૫—૦—૦ **ભુજપર**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો વગેરે રૂ ૧૬—૦—૦ ગા ગોસર પદુ તરફથી રૂમાલો તથા શાકર રૂ. ૩૦—૮—૦ **મુંદરા**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો વગેરે રૂ. ૩૮—૮—૦ ગામના સદ્‌ગૃહસ્થો તરફથી શાકર રૂ. ૪—૪—૦ **કુશારીઆ**—વાર્ષિક પરીક્ષા વખતે ઠા જાદવજી નરસિંહ તરફથી રૂ. ૩—૦—૦ મિસ્ત્રી ગગાભાઈ નારણ તરફથી રૂ. ૩—૦—૦ ગામના સદ્‌ગૃહસ્થો તરફથી શાકર રૂ. ૧૦—૦—૦ **મુંદરા કન્યાશાળા**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ.૧૭—૦—૦ શા. નેણશિંહ પ્રાગજીની વિધવાસ્ત્રી પુરીબાઇના ટ્રસ્ટી શા. ઘેલા તયકસિંહ તરફથી રૂ ૩—૧૨—૦

અપૂર્ણ.

---

રૂ. ૭—૮—૦ ગામના વેપારીઓ તરફથી પુસ્તકો તથા શાકર રૂ. ૩—૦—૦ **કટારિયા**—વાર્ષિક પરીક્ષા સબબે ગામના વેપારીઓ તરફથી પુસ્તકો તથા શાકર રૂ. ૪—૦—૦ **વોંધ**—વાર્ષિક પરીક્ષા વખતે ઠા. લાલજી ખીમજી તરફથી મીઠાઈ રૂ. ૨—૦—૦ **પલાંસવા**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ. ૭—૦—૦ જાગીરદાર તરફથી મીઠાઈ રૂ. ૨) મ્યુનિસિપાલ સેક્રેટરી તરફથી શાકર રૂ. ૧—૮—૦ ગેડી—જાગીરદાર તરફથી ખુશીથી ઇનામ મીઠાઈ રૂ. ૩—૦—૦ **કોટડી**—મસ્કાના ઠા. પ્રેમજી ખેરાજ અત્રે આવેલા તેની ખુશાલી સબબ ઇનામ મીઠાઈ, રૂમાલ, ટોપીઓ રૂ. ૪૦—૦—૦ **અંગવાણા**—કોઠારાના ઠા. દયાળ નારાયણજી તથા ઠા. ગોકળદાસ રામદાસ તેમના પુત્રના લગ્ન પ્રસંગે મીઠાઈ તથા રૂમાલ રૂ. ૯—૮—૦ **રોહા**—કોઠારાના શેઠ કુવરજી મુળજીના પુત્રના લગ્ન પ્રસંગે ઇનામ રૂમાલ તથા મીઠાઈ રૂ. ૮—૨—૦ **ભુજ મહોમેડન સ્કુલ**—મેમણ અબ્દુ લતીફ, અબ્દુ રેમાને કુરાનેશરીફ પુરો કર્યો તેની ખુશાલી સબબે મીઠાઈ રૂ. ૨—૪—૦ **ખેડોઇ**—વાર્ષિક પરીક્ષા વખતે શેઠ આમદ યુસફે શાકર મણ ૧) ખુશીથી વહેંચી રૂ. ૪—૮—૦ **નારાણસર**—રાજ્યગોર જેરામને ત્યાં પુત્રનો જન્મ થવાથી તેની ખુશાલી સબબે પુસ્તકો તથા મીઠાઈ વહેંચી રૂ. ૬—૮—૦ **નાગ્રેચા**—જોડજા હમીરજી હાજાજીને ઘેર કુંવરનો જન્મ થવાથી ખુશાલી પ્રસંગે પુસ્તકો, રૂમાલ, તથા મીઠાઈ વહેંચી રૂ. ૫—૦—૦ **ભુજપર**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો વગેરે રૂ. ૧૬—૦—૦ શા. ગોસર પદુ તરફથી રૂમાલો તથા શાકર રૂ. ૩૦—૮—૦ **મુંદરા**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો વગેરે રૂ. ૩૮—૮—૦ ગામના સદ્‌ગૃહસ્થો તરફથી શાકર રૂ. ૪—૪—૦ **કુંભારીઆ**—વાર્ષિક પરીક્ષા વખતે ઠા. જાદવજી નરસિંહ તરફથી રૂ. ૩—૦—૦ મિસ્ત્રી રાજાભાઈ નારણ તરફથી રૂ. ૩—૦—૦ ગામના સદ્‌ગૃહસ્થો તરફથી શાકર રૂ. ૧૦—૦—૦ **મુંદરા કન્યાશાળા**—વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી પુસ્તકો રૂ.૧૭—૦—૦ શા. નેણસિંહ પ્રાગજીની વિધવાસ્ત્રી પુરીબાઇના ટ્રસ્ટી શા. ઘેલા તલકસિંહ તરફથી રૂ.૩—૧૨—૦

અપૂર્ણ.

---

---

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણુ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાયની બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે, પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરનાં ખરચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ-ખરચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૦॥ આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| | | |
|---|---|---|
| રૂ. | લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી- |
| ૧... ... ... ... ... | ૩ | ના અગીઆર માસ લગી દર માસે |
| દશથી વધારે લીટીઓ માટે રૂ. ૧)- | | ¼ ગણો ચાર્જ પડશે. ત્રણ માસ માટે |
| ની સૌ લીટીઓ સાર પ્રમાણે. | | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી-લાગલાગટ હશે | | દરેક માસે ¾ ચાર્જ લેવાશે. |

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાયની બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે, પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખરચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખરચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૦ા આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

રૂ. ... લીટી. તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી ના અગીઆર માસ લગી દર માસે ½ ગણો ચાર્જ પડશે. ત્રણ માસ માટે પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ¾ ચાર્જ લેવાશે.

૧... ... ... ... ... ૩

દશથી વધારે લીટીઓ માટે રૂ. ૧)-ની લીટીઓ ચારના પ્રમાણે.

બાર માસ લગી લાગલાગટ હશે

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

# જબરો ઉઠાવ ઈનામી ઘડીઆળ જબરો ઉઠાવ

| નંબર ૧ કીમત રૂ. ૪॥ | નંબર ૨ કીમત રૂ. ૫ |
|---|---|
| મુખમલ જડેલી પેટી ૧ | કાચ ૧ |
| કમાન ૧ | કમાન ૧ |
| કાચ ૧ | ફેન્સી પેટી ૧ |
| ફેન્સી છેડા ૧ | ફેન્સી ટાઇમપીસ ૧ |
| રેશમી રૂમાલ ૧ | રેશમી દોરી ૧ |
| પગના મોજાની જોડ ૧ | શીકાયંત્ર ૧ |
| ફેન્સી કંગવો ૧ | ચપ્પુ ૧ |
| રેશમી દોરી ૧ | ફેન્સી બટનનો સટ ૧ |
| | કારબોલીક સોપ ૧ |

| નંબર ૩ કીમત રૂ. ૫॥ | નંબર ૪ કીમત રૂ. ૬॥ |
|---|---|
| ચામડાનો પટો ૧ | ચામડાનો પટો ૧ |
| કૉલર ૧ | કૉલર ૧ |
| રેશમી રૂમાલ ૧ | નેકટાઈ ૧ |
| અત્તરની શીશી ૧ | રેશમી રૂમાલ ૧ |
| ફેન્સી મોજાની જોડ ૧ | ફેન્સી મોજાની જોડ ૧ |
| કપડા ઉપર નામ લખવાની પાકી સહી ૧ | ચપ્પુ ૧ |
| કારબોલીક સોપ ૧ | કપડા ઉપર નામ લખવાની પાકી સહી ૧ |
| રેશમી દોરી ૧ | ફેન્સી કંગવો ૧ |
| ફેન્સી કંગવો ૧ | રેશમી દોરી ૧ |

ઉપર જણાવેલા નંબર ૧-૨-૩-૪ની સાથે તેની નીચે લખેલી વસ્તુઓ વગર કીમતે ઘડીઆળની સાથે બક્ષીસ આપવામાં આવશે. આ સિવાય અમારે ત્યાંથી ફેન્સી કલોક તથા સોના ચાંદીના દરેક જાતનાં વોચ તથા તેને લગતો દુરસ્તીનો સામાન વેચાતો મળશે તથા દુરસ્તીનું કામ કીફાયત ભાવે ખાત્રી પૂર્વક કરી આપવામાં આવશે.

સૂચના—બહારગામવાળાઓએ ઘડીઆળનો નંબર તથા પોતાનું સરનામું ચોકસ પોષ્ટ સાથે લખી મોકલવું. બહાર ગામથી મંગાવનારને પોષ્ટ તથા પેકીંગ ખર્ચ ઘડીઆળની કીમત ઉપરાંત પડશે. વધુ ખુલાસો નીચેને સરનામે પત્ર લખી મોકલવાથી મળશે. તેની સાથે અરધા આનાની ટીકીટ મોકલવી.

મળવાનું ઠેકાણું. — મણીલાલ લાલચંદ ઘડીઆળી, વડોદરા—અમદાવાદી પોળ સામે.

# 'શાળાપત્ર'ના ગ્રાહકોને સૂચના.

'શાળાપત્ર'ના દરેક અંકના પૂંઠા ઉપર 'મનિઑર્ડર' મોકલતી વખતે 'કૂપન' પર શું લખવું તે વિષે સ્પષ્ટ સૂચના કરવામાં આવે છે, તેમ છતાં પણ દરરોજ 'મનિઑર્ડર' આવે છે તેમાં ઘણાં 'કૂપનો' પર અગત્યની બાબત લખેલી હોતી નથી. 'શાળાપત્ર' બહુધા નિશાળ ખાતે લેવામાં આવે છે; અમુક શિક્ષકને ખાતે લેવામાં આવતું નથી. 'કૂપન' પર એવી હકીકત લખવી જોઈએ કે તે 'શાળાપત્ર'ની ઑફિસને પૈસા નોંધવામાં ઉપયોગી થઈ પડે. કયા ગામ ને કઈ નિશાળ ખાતે એ પૈસા જમે કરવાના છે તે 'કૂપન' પર અવશ્ય લખવું જોઈએ, તેને બદલે નકામું નકામું લખી 'કૂપન' ભરી દેવામાં આવે છે; માટે આથી નાણાં મોકલનાર સર્વે ગ્રાહકોને સૂચના કરવામાં આવે છે કે તેમણે 'કૂપન' પર ગામનું નામ તેમજ તે ગામમાં એકથી વધારે નિશાળ હોય તો તે નિશાળનું નામ જરૂર લખવું. આવી હકીકત 'કૂપન' પર આપેલી ન હોવાને લીધે 'મનિઑર્ડર' લેનાર અમલદારને 'ફૉર્મ' વાંચી જાને એ હકીકત 'કૂપન' પર લખી લેવી પડે છે, તેમાં તેનો ઘણો વખત નકામો જાય છે ને ટપાલનો સિપાઈ ખોટી થાય છે.

શિક્ષકો આવી સાધારણ બાબતમાં ચોકસાઈથી ન વર્તે તો શિષ્યોને ગણિત અને બીજા વિષયોમાં ચોકસાઈની ટેવ શી રીતે પાડી શકે? જાતેજ ચોકસાઈની કિંમત ન જાણતા હોય તે બીજાને શી રીતે શિખવે? શિક્ષકોએ જાણવું જોઈએ કે ચોકસાઈ એ ઘણોજ અગત્યનો ગુણ છે. વિદ્વત્તાનું એ લક્ષણ છે. વિદ્વાન્ પુરુષમાં ચોકસાઈ ન હોય તો તેની વિદ્વત્તામાં ઘણી ખામી આવે છે. એ ગુણ બાળકોમાં આરંભથીજ કેળવવો એ શિક્ષકનો ધર્મ છે. પણ જે ગુણનો આપણામાંજ અભાવ કે ન્યૂનતા છે ને આપણે બીજામાં ભાગ્યેજ કેળવી શકીએ.

'વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા'ના ફૉર્મ પણ દરેક વર્ષે શિક્ષકોએ ભરવાનાં હોય છે. એ 'ફૉર્મ' કેવી રીતે ભરવું તેનો નમુનો આ સાથે મૂકેલો છે તે પર શિક્ષકોએ લક્ષ આપવું જોઈએ. દરેક વર્ષે અમારે અર્ધાંથી પણ વધારે 'ફૉર્મ' બરાબર ભરાયલાં ન હોવાથી સુધારવા માટે પાછાં મોકલવાં પડે છે. આશા છે કે આવી આવી બાબતોને નજીવી ન ગણી

# 'શાળાપત્ર'ના ગ્રાહકોને સૂચના.

'શાળાપત્ર'ના દરેક અંકના પૂંઠા ઉપર 'મનિઑર્ડર' મોકલતી વખતે 'કૂપન' પર શું લખવું તે વિષે સ્પષ્ટ સૂચના કરવામાં આવે છે, તેમ છતાં પણ દરરોજ 'મનિઑર્ડર' આવે છે તેમાં ઘણાં 'કૂપનો' પર અગત્યની બાબત લખેલી હોતી નથી. 'શાળાપત્ર' બહુધા નિશાળ ખાતે લેવામાં આવે છે; અમુક શિક્ષકને ખાતે લેવામાં આવતું નથી. 'કૂપન' પર એવી હકીકત લખવી જોઈએ કે તે 'શાળાપત્ર'ની ઑફિસને પૈસા નોંધવામાં ઉપયોગી થઈ પડે. કયા ગામ ને કઈ નિશાળ ખાતે એ પૈસા જમે કરવાના છે તે 'કૂપન' પર અવશ્ય લખવું જોઈએ, તેને બદલે નકામું નકામું લખી 'કૂપન' ભરી દેવામાં આવે છે; માટે આથી નાણાં મોકલનાર સર્વ ગ્રાહકોને સૂચના કરવામાં આવે છે કે તેમણે 'કૂપન' પર ગામનું નામ તેમજ તે ગામમાં એકથી વધારે નિશાળ હોય તો તે નિશાળનું નામ જરૂર લખવું. આવી હકીકત 'કૂપન' પર આપેલી ન હોવાને લીધે 'મનિઑર્ડર' લેનાર અમલદારને 'ફૉર્મ' વાંચી જાતે એ હકીકત 'કૂપન' પર લખી લેવી પડે છે, તેમાં તેનો ઘણો વખત નકામો જાય છે ને ટપાલનો સિપાઈ ખોટી થાય છે.

શિક્ષકો આવી સાધારણ બાબતમાં ચોકસાઈથી ન વર્તે તો શિષ્યોને ગણિત અને બીજા વિષયોમાં ચોકસાઈની ટેવ શી રીતે પાડી શકે? જાતેજ ચોકસાઈની કિંમત ન જાણતા હોય તે બીજાને શી રીતે શિખવે? શિક્ષકોએ જાણવું જોઈએ કે ચોકસાઈ એ ઘણોજ અગત્યનો ગુણ છે. વિદ્વત્તાનું એ લક્ષણ છે. વિદ્વાન્ પુરુષમાં ચોકસાઈ ન હોય તો તેની વિદ્વત્તામાં ઘણી ખામી આવે છે. એ ગુણ બાળકોમાં આરંભથીજ કેળવવો એ શિક્ષકનો ધર્મ છે. પણ જે ગુણનો આપણામાંજ અભાવ કે ન્યૂનતા છે ને આપણે બીજામાં ભાગ્યેજ કેળવી શકીએ.

'વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા'ના ફૉર્મ પણ દરેક વર્ષે શિક્ષકોએ ભરવાનાં હોય છે. એ 'ફૉર્મ' કેવી રીતે ભરવું તેનો નમુનો આ સાથે મૂકેલો છે તે પર શિક્ષકોએ લક્ષ આપવું જોઈએ. દરેક વર્ષે અમારે અર્ધાથી ઘણું વધારે 'ફૉર્મ' બરાબર ભરેલાં ન હોવાથી સુધરવા માટે પાછાં મોકલવાં પડે છે. આશા છે કે આવી આવી બાબતોને નજીવી ન ગણી

માહિતી તથા જાણ પ્રમાણે ખરાં છે અને મેં આ પરીક્ષા અગાઉ પસાર કરી નથી.

હું છું,

આપનો આજ્ઞાંકિત સેવક,

શિવશંકર હરનારાયણ દવે સહી. દા. પોતે.

નામ, આપનું નામ તથા અટક—શિવશંકર હરનારાયણ દવે.
ધર્મ તથા જાત—હિંદુ, બ્રાહ્મણ.
ગયા જન્મ દિવસે પુરૂં થયેલું વર્ષ—(૧૭) સત્તરમું.
ઇસવી સન પ્રમાણે જન્મનો દિવસ—૧૭-૮-૯૩
રહેવાસી—મોજે ચલોડા, તાલુકે ધોળકા, જીલ્લે અમદાવાદ.
જે નિશાળમાંથી હાજર થયો હોય તેનું નામ—ચલોડા લોકલબોર્ડ નિશાળમાંથી.

ટપાલનો પત્તો—મોજે ચલોડા, તાલુકે ધોળકા, જી. અમદાવાદ.
તારીખ ૩૦ માહે જુલાઈ સને ૧૯૧૧.

---

## અરજદારની છેલ્લી નિશાળના હેડમાસ્તરે અથવા સારી પ્રતિષ્ઠાવાળા માણસે આપવાનાં સર્ટિફિકેટો.

હું દાખલો લખી આપું છું કે શિવશંકર હરનારાયણ દવે તારીખ સત્તરમી ઑગસ્ટ, ૧૮૯૩ ને રોજ જન્મ્યો હતો અને તેની ઉપરલખેલી ઉમર, મારી ઉત્તમ માહિતી તથા જાણ પ્રમાણે બરાબર છે.
તારીખ માહે ૩૦ જુલાઇ સન ૧૯૧૧.

( સહી ) ચુનીલાલ દેવશંકર જાની.
હેડમાસ્તર, ચલોડા લો. બો. સ્કૂલ.

હું દાખલો લખી આપું છું કે સદરહુ અરજદાર ગયા ૭ મહિનાથી અમદાવાદ જીલ્લામાં રહે છે.

તારીખ ૩૦ માહે જુલાઈ સન ૧૯૧૧.

( સહી ) ચુનીલાલ દેવશંકર જાની.
હેડમાસ્તર, ચલોડા લો. બો. સ્કૂલ.

---

૧ આ ખાનામાં પરીક્ષાની તારીખ પહેલાંનો અથવા ૧ સપ્ટેંબર પહેલાંનો નહિ, પણ અરજીની તારીખ અગાઉ ઉમેદવારનો જે છેલ્લો જન્મદિવસ આવતો હોય તે તારીખે પૂરું થયલું વર્ષ લખવું.

માહિતી તથા જાણ પ્રમાણે ખરાં છે અને મેં આ પરીક્ષા અગાઉ પસાર કરી નથી. હું છું,

આપનો આજ્ઞાંકિત સેવક,

શિવશંકર હરનારાયણ દવે સહી. દા. પોતે.

નામ, બાપનું નામ તથા અટક—શિવશંકર હરનારાયણ દવે.

ધર્મ તથા જાત—હિંદુ, બ્રાહ્મણ.

ગયા જન્મ દિવસે પુરૂં થયેલું વર્ષ—(૧૭) સત્તરમું.

ઇસવી સન પ્રમાણે જન્મનો દિવસ—૧૭-૮-૯૩

રહેવાસી—મોજે ચલોડા, તાલુકે ધોળકા, જીલ્લે અમદાવાદ.

જે નિશાળમાંથી હાજર થયો હોય તેનું નામ—ચલોડા લોકલબોર્ડ નિશાળમાંથી.

ટપાલનો પત્તો—મોજે ચલોડા, તાલુકે ધોળકા, જી. અમદાવાદ.

તારીખ ૩૦ માહે જુલાઈ સને ૧૯૧૧.

---

**અરજદારની છેલ્લી નિશાળના હેડમાસ્તરે અથવા સારી પ્રતિષ્ઠાવાળા માણસે આપવાનાં સર્ટિફિકેટો.**

હું દાખલો લખી આપું છું કે શિવશંકર હરનારાયણ દવે તારીખ સત્તરમી ઑગસ્ટ, ૧૮૯૩ને રોજ જન્મ્યો હતો અને તેની ઉપરલખેલી ઉમર, મારી ઉત્તમ માહિતી તથા જાણ પ્રમાણે બરાબર છે.

તારીખ માહે ૩૦ જુલાઇ સન ૧૯૧૧.

( સહી ) ચુનીલાલ દેવશંકર જાની.
હેડમાસ્તર, ચલોડા લો. બો. સ્કૂલ.

હું દાખલો લખી આપું છું કે સદરહુ અરજદાર ગયા ૭ મહિનાથી અમદાવાદ જીલ્લામાં રહે છે.

તારીખ ૩૦ માહે જુલાઈ સન ૧૯૧૧.

( સહી ) ચુનીલાલ દેવશંકર જાની.
હેડમાસ્તર, ચલોડા લો. બો. સ્કૂલ.

---

૧ આ ખાનામાં પરીક્ષાની તારીખ પહેલાંનો અથવા ૧ સપ્ટેંબર પહેલાંનો નહિ, પણ અરજીની તારીખ અગાઉ ઉમેદવારનો જે છેલ્લો જન્મદિવસ આવતો હોય તે તારીખે પૂરું થયલું વર્ષ લખવું.

વસ્થા જેવી છે. શેફીલ્ડ પરગણામાં એવી ઘણી નિશાળો છે અને તેમાં **શિક્ષકની સંખ્યામાં વધારો કરવાની ઘણી જરૂર છે.'**

આ ઉપરથી સમજાશે કે ઘણાં ધોરણો વચ્ચે એક શિક્ષક એવી સ્થિતિ આપણે ત્યાં છે એમજ નહિ પણ ઇંગ્લંડમાં પણ છે; ને ત્યાં પણ એવી સ્થિતિમાં સુધારો કરવા ઇન્સ્પેક્ટરો બૂમ પાડે છે. બીજું એ પણ સમજવાનું છે કે એવી સ્થિતિમાં આવેલો શિક્ષક પરિશ્રમ કરે તો પોતાની ફરજ બજાવી શકે છે. યોગ્ય સંખ્યામાં શિક્ષકો રાખવા એ જેમ રાજ્યની ફરજ છે, તેમ સ્થિતિને અનુસરી પોતાની ફરજ બરાબર અદા કરવી એ શિક્ષકનો ધર્મ છે.

---

# केळवणी.

( ચાલુ પુ. ૫૦. પૃ. ૨૯૬ થી. )

**માનસિક કેળવણી, તેના બે પ્રકાર**—શારીરિક કેળવણી વિષે આ પ્રમાણે સંક્ષેપમાં કહ્યા પછી માનસિક કેળવણી વિષે કહેવું પ્રાપ્ત થાય છે. એ કેળવણીમાં બુદ્ધિની કેળવણી તેમજ નીતિની કેળવણી બંનેનો સમાવેશ થાય છે. માનસશાસ્ત્રીઓ મનનેજ લાગણીનું આશ્રયસ્થાન માને છે, હૃદયને નહિ; માટે આ એકજ પ્રકારમાં બંનેનો સમાવેશ કરવાનો છે.

**નીતિબળ ને બુદ્ધિબળનો મુકાબલો**—એ પ્રકારની માનસિક કેળવણીમાં નીતિની કેળવણી ઘણી અગત્યની છે. જ્ઞાન અને નીતિને કંઈ વિરોધ નથી એટલુંજ નહિ, પણ જ્ઞાની પુરુષની નીતિ ઊંચા પ્રકારની હોવી જોઈએ એમ સ્વાભાવિક રીતે હરકોઈ વિચારે. પરંતુ વસ્તુસ્થિતિ કેટલીક વાર એથી ઉલટી માલમ પડે છે. કેટલાક બુદ્ધિમાન્ ને જ્ઞાની પુરુષોની નીતિ ઘણી વાંધાભરેલી હોય છે. એવા પુરુષોના બુદ્ધિપ્રભાવથી લોકો ચકિત થાય છે, પણ તેમની નીતિ તેવાજ ઊંચા પ્રકારની ન હોવાથી લોકોમાં તેઓ પૂજ્ય થતા નથી. અલૌકિક બુદ્ધિ જોઈ મનુષ્ય આશ્ચર્ય પામે છે કે ઓહો ! શો એમનો બુદ્ધિવૈભવ છે ! પરંતુ દૈવી નીતિ જોઈને તો તેમને સાષ્ટાંગ નમસ્કાર કરે છે ને ખરા હૃદયથી પૂજે છે. અદ્ભુત બુદ્ધિ પોતાના તેજથી લોકોને ચકિત કરી અંજવાણા પાડે છે; પણ આદર્શરૂપ નીતિ પ્રેક્ષકના હૃદયને પીગળાવી નાખે છે, અને તેને વિષે પૂજ્યભાવ ઉત્પન્ન કરે છે.

વસ્થા જેવી છે. શેફીલ્ડ પરગણાંમાં એવી ઘણી નિશાળો છે અને તેમાં **શિક્ષકની સંખ્યામાં વધારો કરવાની ઘણી જરૂર છે.'**

આ ઉપરથી સમજાશે કે ઘણાં પોરણો વચ્ચે એક શિક્ષક એવી સ્થિતિ આપણે ત્યાં છે એમજ નહિ પણ ઇંગ્લંડમાં પણ છે; ને ત્યાં પણ એવી સ્થિતિમાં સુધારો કરવા ઇન્સ્પેક્ટરો બૂમ પાડે છે. બીજું એ પણ સમજવાનું છે કે એવી સ્થિતિમાં આવેલો શિક્ષક પરિશ્રમ કરે તો પોતાની ફરજ બજાવી શકે છે. યોગ્ય સંખ્યામાં શિક્ષકો રાખવા એ જેમ રાજ્યની ફરજ છે, તેમ સ્થિતિને અનુસરી પોતાની ફરજ બરાબર અદા કરવી એ શિક્ષકનો ધર્મ છે.

---

# केळवणी.

( ચાલુ પુ. ૫૦. પૃ. ૨૯૬ થી. )

**માનસિક કેળવણી, તેના બે પ્રકાર**—શારીરિક કેળવણી વિષે આ પ્રમાણે સંક્ષેપમાં કહ્યા પછી માનસિક કેળવણી વિષે કહેવું પ્રાપ્ત થાય છે. એ કેળવણીમાં બુદ્ધિની કેળવણી તેમજ નીતિની કેળવણી બંનેનો સમાવેશ થાય છે. માનસશાસ્ત્રીઓ મનનેજ લાગણીનું આશ્રયસ્થાન માને છે, હૃદયને નહિ; માટે આ એકજ પ્રકારમાં બંનેનો સમાવેશ કરવાનો છે.

**નીતિબળ ને બુદ્ધિબળનો મુકાબલો**—એ પ્રકારની માનસિક કેળવણીમાં નીતિની કેળવણી ઘણી અગત્યની છે. જ્ઞાન અને નીતિને કંઈ વિરોધ નથી એટલુંજ નહિ, પણ જ્ઞાની પુરુષની નીતિ ઊંચા પ્રકારની હોવી જોઈએ એમ સ્વાભાવિક રીતે હરકોઈ વિચારે. પરંતુ વસ્તુસ્થિતિ કેટલીક વાર એથી ઉલટી માલમ પડે છે. કેટલાક બુદ્ધિમાન્ ને જ્ઞાની પુરુષોની નીતિ ઘણી વાંધાભરેલી હોય છે. એવા પુરુષોના બુદ્ધિપ્રભાવથી લોકો ચકિત થાય છે, પણ તેમની નીતિ તેવાજ ઊંચા પ્રકારની ન હોવાથી લોકોમાં તેઓ પૂજ્ય થતા નથી. અલૌકિક બુદ્ધિ જોઈ મનુષ્ય આશ્ચર્ય પામે છે કે ઓહો ! શો એમનો બુદ્ધિવૈભવ છે ! પરંતુ દૈવી નીતિ જોઈને તો તેમને સાષ્ટાંગ નમસ્કાર કરે છે ને ખરા હૃદયથી પૂજે છે. અદ્ભુત બુદ્ધિ પોતાના તેજથી લોકોને ચકિત કરી અંજાવાણા પાડે છે; પણ આદર્શરૂપ નીતિ પ્રેક્ષકના હૃદયને પીગળાવી નાખે છે, અને તેને વિષે પૂજ્યભાવ ઉત્પન્ન કરે છે.

પ્રાપ્ત કરવું ? બુદ્ધિબળ મનુષ્યને જેટલું સ્વાધીન છે તેથી નીતિબળ વિશેષ સ્વાધીન છે. દરેક માણસ વક્તા કે ગ્રન્થકાર થઈ શકતો નથી; પણ દરેક માણસ ધારે તો ઉત્તમ નીતિગુણો પ્રાપ્ત કરી શકે છે. એ ગુણોનાં બીજ ગૃહશાસનમાં વવાય છે. માબાપનાં શારીરિક, માનસિક, ને આધ્યાત્મિક લક્ષણો કેટલેક અંશે તેમની સંતતિમાં જન્મથીજ ઊતરે છે એ નિર્વિવાદ છે. પુષ્ટ માબાપનાં છોકરાં શરીરે પુષ્ટ હોય છે ને નિર્બળનાં નિર્બળ હોય છે. કેટલાક રોગ વંશપરંપરા ચાલ્યા આવે છે. ચપળતા, ઉદ્યોગ, ને સદાચારનાં પણ તત્ત્વો વારસામાં પ્રાપ્ત થતાં જોવામાં આવે છે. આમ કેટલેક અંશે માબાપનાં લક્ષણની અસર જન્મથીજ તેમનાં છોકરાં પર થાય છે. જન્મ પછી ગૃહવર્તન છોકરાં પર પ્રબળ સંસ્કાર પાડે છે. સ્માઇલ્સ કહે છે તેમ બાળક જન્મે છે ત્યારથીજ તેની કેળવણી શરૂ થાય છે. જ્યારથી તેને દુનીઆનો વા વાય છે ત્યારથી તે પોતાની ચપળ નજર સર્વત્ર ફેરવે છે ને આસપાસના સર્વ પદાર્થો તેના મન પર છાપ પાડે છે. માતાની પાસે ઘણે ભાગે રહેવાથી બાળક તેના સર્વ ગુણદોષનું અનુકરણ કરતાં શીખે છે. આજ કારણથી, બીજાં કારણોથી છે તે કરતાં પણ, સ્ત્રીકેળવણી અતિ આવશ્યક છે. પનઘટથી પાણી ભરીને આવતી એક પણિયારીને શ્રીમચ્છંકરાચાર્યે જ્યારે મંડનમિશ્રનું ઘર પૂછ્યું ત્યારે તેણે નીચે પ્રમાણે શ્લોક કહ્યો:—

स्वतःप्रमाणं परतःप्रमाणं शुकाङ्गना यत्र गिरो गिरन्ति ।
शिष्योपशिष्यैरुपचीयमानं जानीहि तद् पण्डितमण्डनौकः ॥

જે જ્ઞાનગ્રાહકસામગ્રીથી જ્ઞાનનું ગ્રહણ થાય છે તેથીજ તે જ્ઞાનના પ્રામાણ્યનું ગ્રહણ થાય છે, અર્થાત્ પ્રમાનું સ્વતઃ પ્રામાણ્ય છે, કે જ્ઞાનનું ગ્રહણ જે સામગ્રીથી થાય છે તેથી અન્ય સામગ્રીથી તે જ્ઞાનનું પ્રામાણ્ય નિશ્ચિત થાય છે, અર્થાત્, પ્રામાણ્ય પરતો ગ્રાહ્ય છે. મીમાંસકો સ્વતઃપ્રમાણવાદી છે ને નૈયાયિકો પરતઃપ્રમાણવાદી છે. આમ નૈયાયિકો ને મીમાંસકો વચ્ચે વાદ છે. મંડનમિશ્ર મીમાંસક હોવાથી તેમના ઘરમાં એ વાદની ધ્વનિ હમેશ ચાલે છે. એવા શબ્દો સાંભળી પાળેલી મેનાઓ પણ તે શબ્દો ઉચ્ચારે છે. આ કારણથી પણિયારી શ્રીમાન્ શંકરાચાર્યને કહે છે કે જે ઘેર પોપટીઓ સ્વતઃપ્રમાણ ને પરતઃપ્રમાણ એ શબ્દો ઉચ્ચારતી હોય એવું શિષ્યો ને ઉપશિષ્યોથી ભરેલું ઘર તે પંડિત મંડનમિશ્રનું ઘર તમારે જાણવું

પ્રાપ્ત કરવું ? બુદ્ધિબળ મનુષ્યને જેટલું સ્વાધીન છે તેથી નીતિબળ વિશેષ સ્વાધીન છે. દરેક માણસ વક્તા કે ગ્રન્થકાર થઈ શકતો નથી; પણ દરેક માણસ ધારે તો ઉત્તમ નીતિગુણો પ્રાપ્ત કરી શકે છે. એ ગુણોનાં બીજ ગૃહશાસનમાં વવાય છે. માબાપનાં શારીરિક, માનસિક, ને આધ્યાત્મિક લક્ષણો કેટલેક અંશે તેમની સંતતિમાં જન્મથીજ ઊતરે છે એ નિર્વિવાદ છે. પુષ્ટ માબાપનાં છોકરાં શરીરે પુષ્ટ હોય છે ને નિર્બળનાં નિર્બળ હોય છે. કેટલાક રોગ વંશપરંપરા ચાલ્યા આવે છે. ચપળતા, ઉદ્યોગ, ને સદાચારનાં પણ તત્ત્વો વારસામાં પ્રાપ્ત થતાં જોવામાં આવે છે. આમ કેટલેક અંશે માબાપનાં લક્ષણની અસર જન્મથીજ તેમનાં છોકરાં પર થાય છે. જન્મ પછી ગૃહવર્તન છોકરાં પર પ્રબળ સંસ્કાર પાડે છે. સ્માઇલ્સ કહે છે તેમ બાળક જન્મે છે ત્યારથીજ તેની કેળવણી શરૂ થાય છે. જ્યારથી તેને દુનીઆનો વા વાય છે ત્યારથી તે પોતાની ચપળ નજર સર્વત્ર ફેરવે છે ને આસપાસના સર્વ પદાર્થો તેના મન પર છાપ પાડે છે. માતાની પાસે ઘણે ભાગે રહેવાથી બાળક તેના સર્વ ગુણદોષનું અનુકરણ કરતાં શીખે છે. આજ કારણથી, બીજાં કારણોથી છે તે કરતાં પણ, સ્ત્રીકેળવણી અતિ આવશ્યક છે. પનઘટથી પાણી ભરીને આવતી એક પણિયારીને શ્રીમચ્છંકરાચાર્યે જ્યારે મંડનમિશ્રનું ઘર પૂછ્યું ત્યારે તેણે નીચે પ્રમાણે શ્લોક કહ્યોઃ—

स्वतःप्रमाणं परतःप्रमाणं शुकाङ्गना यत्र गिरो गिरन्ति ।
शिष्योपशिष्यैरुपचीयमानं जानीहि तत् पण्डितमण्डनौकः ॥

જે જ્ઞાનગ્રાહકસામગ્રીથી જ્ઞાનનું ગ્રહણ થાય છે તેથીજ તે જ્ઞાનના પ્રામાણ્યનું ગ્રહણ થાય છે, અર્થાત્ પ્રમાનું સ્વતઃ પ્રામાણ્ય છે, કે જ્ઞાનનું ગ્રહણ જે સામગ્રીથી થાય છે તેથી અન્ય સામગ્રીથી તે જ્ઞાનનું પ્રામાણ્ય નિશ્ચિત થાય છે, અર્થાત્, પ્રામાણ્ય પરતો ગ્રાહ્ય છે. મીમાંસકો સ્વતઃપ્રમાણવાદી છે ને નૈયાયિકો પરતઃપ્રમાણવાદી છે. આમ નૈયાયિકો ને મીમાંસકો વચ્ચે વાદ છે. મંડનમિશ્ર મીમાંસક હોવાથી તેમના ઘરમાં એ વાદની ધુનિ હમેશ ચાલે છે. એવા શબ્દો સાંભળી પાળેલી મેનાઓ પણ તે શબ્દો ઉચ્ચારે છે. આ કારણથી પણિયારી શ્રીમાન્ શંકરાચાર્યને કહે છે કે જે ઘેર પોપટીઓ સ્વતઃપ્રમાણ ને પરતઃપ્રમાણ એ શબ્દો ઉચ્ચારતી હોય એવું શિષ્યો ને ઉપશિષ્યોથી ભરેલું ઘર તે પંડિત મંડનમિશ્રનું ઘર તમારે જાણવું.

અત્યુત્સાહ દર્શાવ્યો છે. ઈશ્વર કરે ને '**निःसारस्य पदार्थस्य प्रायेणाडम्बरो महान्**' (નિઃસાર પદાર્થનો સામાન્ય રીતે આડંબર મોટો હોય છે) એ વાક્યને ખોટું પાડી તેમનો ઉત્સાહ એવો ને એવો જારી રહે. આ પ્રમાણે ગુજરાતી સાહિત્યના વિષયમાં સર્વત્ર જાગૃતિ થઈ છે એ ઘણી ખુશીની વાત છે અને એમાંથી કાલક્રમે સારૂં ફળ થવાની આશા રહે છે. બીજાં સ્થળોની સભા આપણા નગરની સભાના અનુકરણરૂપ છે ને પાછળથી થઈ છે, તેમજ ત્યાં અહિંના જેવું કામ થતું સાંભળવામાં નથી, એટલે અન્ય સ્થળને મુકાબલે પણ આ સભાને અભિનન્દન ઘટે છે.

## સભાના કાર્યની સમાલોચના.

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી સભાના વાર્ષિક કામ તરફ નજર કરીએ તેમજ આજ લગણમાં સભાના એકંદર કામની સમાલોચના કરીએ. આ વર્ષમાં જુદા જુદા વિષયો પર ૨૨ ભાષણ થયાં છે. વિષયોની ભિન્નતા ને ભાષણની સંખ્યા એ બંને વિચારતાં સભાએ કંઈ ખોટું કામ કર્યું કહેવાય નહિ. પરંતુ એમાં સંગીન કામનો અભાવ છે. ગુજરાતી સાહિત્યનો વિકાસ કરવો ને તેને લોકપ્રિય કરવું એ આ સભાનો ઉદ્દેશ છે. એ મોટો ઉદ્દેશો માત્ર ભાષણો આપવાથીજ સફળ થશે નહિ. એ ભાષણોથી વિષયનો કેટલેક અંશે ઊહાપોહ થાય છે ને જેઓ સાંભળે છે, તેમને કંઈક લાભ થાય છે; પરંતુ શ્રોતૃમંડળ બહુધા ઘણું નાનું હોય છે એટલે એ લાભ ઘણો સંકુચિત રહે છે. ભાષણો છપાતાં પણ નથી કે તેનો લાભ બીજાઓને મળી શકે. આવી સ્થિતિમાં સભાનો ઉદ્દેશ માત્ર શબ્દમાંજ રહે છે. તેમ ન થાય ને સાહિત્યનો વિકાસ થવામાં સભા ઉપકારક થાય તેને માટે કંઈક વિચાર થવો જોઈએ એટલુંજ નહિ, પણ તે વિચાર અમલમાં મુકાઈ કાર્યમાંજ પરિણત થવો જોઈએ. સભાની ઐતિહાસિક સાહિત્ય ખિલવવાની યોજના ઘણી સારી છે; પણ અત્યાર સુધી તે સંબંધી કંઈ થયું હોય એમ જણાતું નથી. કેટલાક પુરૂષો યોજનાઓ કરવામાં કુશળ હોય છે, પણ કાર્ય કરવામાં મન્દ હોય છે. આ સભા ઉપર એવો આક્ષેપ ન થાય તેને માટે એણે સાવધ રહેવું જોઈએ.

## ગુજરાતી સાહિત્યની દરિદ્રતા.

સાહિત્ય શબ્દના અર્થ વિષે બે મત છે. કેટલાક એમાં ભાષાના તમામ

અત્યુત્સાહ દર્શાવ્યો છે. ઈશ્વર કરે ને '**નિઃસારસ્ય પદાર્થસ્ય પ્રાયેણાડમ્બરો મહાન્**' (નિઃસાર પદાર્થનો સામાન્ય રીતે આડંબર મોટો હોય છે) એ વાક્યને ખોટું પાડી તેમનો ઉત્સાહ એવો ને એવો જારી રહે. આ પ્રમાણે ગુજરાતી સાહિત્યના વિષયમાં સર્વત્ર જાગૃતિ થઈ છે એ ઘણી ખુશીની વાત છે અને એમાંથી કાલક્રમે સારૂં ફળ થવાની આશા રહે છે. બીજાં સ્થળોની સભા આપણા નગરની સભાના અનુકરણરૂપ છે ને પાછળથી થઈ છે, તેમજ ત્યાં અહિંના જેવું કામ થતું સાંભળવામાં નથી, એટલે અન્ય સ્થળને મુકાબલે પણ આ સભાને અભિનન્દન ઘટે છે.

## સભાના કાર્યની સમાલોચના.

આટલા પ્રાસ્તાવિક વિવેચન પછી સભાના વાર્ષિક કામ તરફ નજર કરીએ તેમજ આજ લગણમાં સભાના એકંદરે કામની સમાલોચના કરીએ. આ વર્ષમાં જુદા જુદા વિષયો પર ૨૨ ભાષણ થયાં છે. વિષયોની ભિન્નતા ને ભાષણની સંખ્યા એ બંને વિચારતાં સભાએ કંઈ ખોટું કામ કર્યું કહેવાય નહિ. પરંતુ એમાં સંગીન કામનો અભાવ છે. ગુજરાતી સાહિત્યનો વિકાસ કરવો ને તેને લોકપ્રિય કરવું એ આ સભાના ઉદ્દેશ છે. એ મોટા ઉદ્દેશો માત્ર ભાષણો આપવાથીજ સફળ થશે નહિ. એ ભાષણોથી વિષયનો કેટલેક અંશે ઊહાપોહ થાય છે ને જેઓ સાંભળે છે, તેમને કંઈક લાભ થાય છે; પરંતુ શ્રોતૃમંડળ બહુધા ઘણું નાનું હોય છે એટલે એ લાભ ઘણો સંકુચિત રહે છે. ભાષણો છપાતાં પણ નથી કે તેનો લાભ બીજાઓને મળી શકે. આવી સ્થિતિમાં સભાના ઉદ્દેશ માત્ર શબ્દમાંજ રહે છે. તેમ ન થાય ને સાહિત્યનો વિકાસ થવામાં સભા ઉપકારક થાય તેને માટે કંઈક વિચાર થવો જોઈએ એટલુંજ નહિ, પણ તે વિચાર અમલમાં મુકાઈ કાર્યમાંજ પરિણત થવો જોઈએ. સભાની ઐતિહાસિક સાહિત્ય ખિલવવાની યોજના ઘણી સારી છે; પણ અત્યાર સુધી તે સંબંધી કંઈ થયું હોય એમ જણાતું નથી. કેટલાક પુરુષો યોજનાઓ કરવામાં કુશળ હોય છે, પણ કાર્ય કરવામાં મન્દ હોય છે. આ સભા ઉપર એવો આક્ષેપ ન થાય તેને માટે એણે સાવધ રહેવું જોઈએ.

## ગુજરાતી સાહિત્યની દરિદ્રતા.

સાહિત્ય શબ્દના અર્થ વિષે બે મત છે. કેટલાક એમાં ભાષાના તમામ

પરિષદ ભરાયા પછી જોડણી અને લિપિ કમિટી માટે સભાએ સવાલો ઘડ્યા હતા' પણ કંઈ ફળ ઉત્પન્ન થયું જણાતું નથી. સભાએ એ વિષે લક્ષ આપ્યું હોય એમ જણાતું નથી, કેમકે સભાએ સવાલો ઘડ્યા એના એ અર્થનાળા સભાના રિપોર્ટના પાનામાંજ ‘લિપી’ શબ્દ અશુદ્ધ—દીર્ઘ ઈથી છાપ્યો છે, ને એ તો કદાચ છાપાનો દોષ ગણાય, પરંતુ સભાના ૨૫ મી ઑક્ટોબર ૧૯૦૯—ના ઉદ્દેશ વગેરે દર્શાવનાર લેખમાં ને ૨૪ મી માર્ચ ૧૯૧૦ ના ૧૯૦૪ થી ૧૯૧૦ સુધીના રિપોર્ટમાં જોડણીની જુદી જુદી પદ્ધતિજ સ્વીકારેલી છે. એકમાં ‘પરિષદ’ને ને ‘પરિષદમાં’ છે, તો બીજામાં ‘પરિષદ્ ને ‘પરિષદ્’ની છે, એકમાં ‘સસ્તું’ તો બીજામાં ‘સસ્ત’ છે, એકમાં ‘તેમના,’ ‘ત્હેમની’ વગેરેમાં હકાર રાખ્યો છે, તો બીજામાં નથી. આ તો થોડાક તફાવતી વિષયનાજ ભેદ દર્શાવ્યા. એકે લેખ દોષરહિત નથી. દરેકમાં તત્સમ શબ્દોમાં પણ અનેક દોષ છે ને શબ્દો છૂટા લખવામાં પણ કંઈ નિયમ લક્ષમાં રાખ્યો જણાતો નથી. ગુજરાતી ભાષાના ઘણા પુસ્તકોમાં આવી અવ્યવસ્થા જોવામાં આવે છે, પણ સાહિત્યસભાઓના લેખોમાં કે સાહિત્યપરિષદ્ના નામથી છપાતી યાદીમાં જોડણી કે ભાષાના અવિવાદિત શબ્દોમાં પણ દોષ જોવામાં આવે તો તે કેટલાકને અક્ષન્તવ્ય લાગે તેમાં મને નથી લાગતું કે તેઓ દોષપાત્ર છે. ત્રીજી સાહિત્યપરિષદ્ની યાદીમાં ‘પૌર્વાત્ય’ એવો શબ્દ હતો ને હવે તે વર્તમાનપત્રો ને પુસ્તકોમાં પ્રચલિત થઈ ગયો છે. જેવી રીતે ‘સ્વભાવિક’, ‘પાશ્ચિમાત્ય’ આદિ અશુદ્ધ શબ્દોનો સારા લેખોમાંથી બહિષ્કાર થયો છે તેમ કાલક્રમે એનો પણ બહિષ્કાર થશેજ એ તો નિઃસંશય છે. સંસ્કૃત ભાષા એ હાલ બોલાતી ભાષા નથી ને એવી ભાષામાં આપણી ઇચ્છા પ્રમાણે શબ્દો ઘડવાનો આપણને અધિકાર નથી. ત્ય પ્રત્યય ‘દક્ષિણ’ ને ‘પશ્ચાત્’ શબ્દોને લાગી ‘દાક્ષિણાત્ય’ ને ‘પાશ્ચાત્ય’ શબ્દો બને છે, ‘પૂર્વ’ને એ પ્રત્યય લાગી ‘પૌર્વાત્ય’ કે ‘પશ્ચિમ’ને લાગી ‘પાશ્ચિમાત્ય’ શબ્દ થતો નથી. આવા અશુદ્ધ શબ્દો સાહિત્યપરિષદ્ના લેખને શોભા આપતા નથી એટલુંજ નહિ, પરંતુ ઘણા લેખકોને ઉન્માર્ગે ચલાવે છે. હાલના ઘણા લેખકો—વિશ્વવિદ્યાલયના પદવીધારી લેખકો ને અન્ય શિષ્ટ લેખકો પણ જોડણીની બાબતમાં આમ પ્રમાણે દોરવાય છે. સ્વતંત્ર વિચાર કરી અમુક જોડણી પસંદ કરી હોય એવું તેમના લેખમાં બહુધા જોવામાં આવતું નથી. એવા લેખકો પ્રતિ અમારી નમ્ર પ્રાર્થના છે કે તેમણે એ વિષે સ્વતંત્ર વિચાર કરવો, જેમણે એ વિષય

પરિષદ ભરાયા પછી જોડણી અને લિપી કમિટી માટે સભાએ સવાલો ઘડયા હતા.' પણ કંઈ ફળ ઉત્પન્ન થયલું જણાતું નથી. સભાએ એ વિષે લક્ષ આપ્યું હોય એમ જણાતું નથી; કેમકે સભાએ સવાલો ઘડયા હતા એ અર્થવાળા સભાના રિપોર્ટના વાક્યમાંજ 'લિપી' શબ્દ અશુદ્ધ–દીર્ઘ ઈથી છાપ્યો છે; ને એ તો કદાચ છાપાનો દોષ ગણાય; પરંતુ સભાના ૨૫ મી ઑકટોબર ૧૯૦૯–ના ઉદ્દેશ વગેરે દર્શાવનાર લેખમાં ને ૨૪ મી માર્ચ ૧૯૧૦ ના ૧૯૦૪ થી ૧૯૧૦ સુધીના રિપોર્ટમાં જોડણીની જુદી જુદી પદ્ધતિજ સ્વીકારાયલી છે. એકમાં 'પરિષદ'ને ને 'પરિષદમાં' છે, તો બીજામાં 'પરિષદ્'ને 'પરિષદ્'ની છે; એકમાં 'સસ્તુ' તો બીજામાં 'સસ્તું' છે; એકમાં 'ત્હેમના,' 'જ્હેમની' વગેરેમાં હકાર રાખ્યો છે, તો બીજામાં નથી. આ તો થોડાક તકરારી વિષયનાજ ભેદ દર્શાવ્યા. એકે લેખ દોષરહિત નથી. દરેકમાં તત્સમ શબ્દોમાં પણ અનેક દોષ છે ને શબ્દો જૂટા રાખવામાં પણ કંઈ નિયમ લક્ષમાં રાખ્યો જણાતો નથી. ગુજરાતી ભાષાનાં ઘણાં પુસ્તકોમાં આવી અવ્યવસ્થા જોવામાં આવે છે; પણ સાહિત્યસભાઓના લેખોમાં કે સાહિત્યપરિષદ્‌ના નામથી છપાતી યાદીમાં જોડણી કે ભાષાના અવિવાદિત શબ્દોમાં પણ દોષ જોવામાં આવે તો તે કેટલાકને અક્ષન્તવ્ય લાગે તેમાં મને નથી લાગતું કે તેઓ દોષપાત્ર છે. ત્રીજી સાહિત્યપરિષદ્‌ની યાદીમાં 'પૌર્વાત્ય' એવો શબ્દ હતો ને હવે તે વર્તમાનપત્રો ને પુસ્તકોમાં પ્રચલિત થઈ ગયો છે. જેવી રીતે 'સ્વભાવિક', 'પાશ્ચિમાત્ય' આદિ અશુદ્ધ શબ્દોનો સારા લેખોમાંથી બહિષ્કાર થયો છે તેમ કાલક્રમે એનો પણ બહિષ્કાર થશેજ એ તો નિઃસંશય છે. સંસ્કૃત ભાષા એ હાલ બોલાતી ભાષા નથી ને એવી ભાષામાં આપણી ઇચ્છા પ્રમાણે શબ્દો ઘડવાનો આપણને અધિકાર નથી. ત્ય પ્રત્યય 'દક્ષિણ' ને 'પશ્ચાત્' શબ્દોને લાગી 'દાક્ષિણાત્ય' ને 'પાશ્ચાત્ય' શબ્દો બને છે, 'પૂર્વ'ને એ પ્રત્યય લાગી 'પૌર્વાત્ય' કે 'પશ્ચિમ'ને લાગી 'પાશ્ચિમાત્ય' શબ્દ થતો નથી. આવા અશુદ્ધ શબ્દો સાહિત્યપરિષદ્‌ના લેખને શોભા આપતા નથી એટલુંજ નહિ, પરંતુ ઘણા લેખકોને ઉન્માર્ગે ચલાવે છે. હાલના ઘણા લેખકો–વિશ્વવિદ્યાલયના પદવીધારી લેખકો ને અન્ય શિષ્ટ લેખકો પણ જોડણીની બાબતમાં આજ પ્રમાણે દોરવાય છે. સ્વતંત્ર વિચાર કરી અમુક જોડણી પસંદ કરી હોય એવું તેમના લેખમાં બહુધા જોવામાં આવતું નથી. એવા લેખકો પ્રતિ અમારી નમ્ર યાચના છે કે તેમણે એ વિષે સ્વતન્ત્ર વિચાર કરવો, જેમણે એ વિષય

| | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉ૦ વર્ધક. | વિધેય. | | વિધે૦ વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | | | | ક્રિયા. | પૂરક. | |
| | મિશ્ર | સિદ્ધાન્ત. | એવો —લીલો પ્રકાશ— હોતાં નથી | નીકળે છે | | ઉપર જે વર્ણન—તે પરથી. ( હેતુવાચક ) |
| ક લીલો પ્રકાશ—હોતાં નથી. | ગૌણ મિશ્ર—નામવાક્ય. ( 'એવા' સાથે સમાનવિભક્તિક, માટે નામવાક્ય. ) | ગુલાબ. | | દેખાય. | કાળું | ૧ લીલો પ્રકાશ—પડતો (સંકેતવા૦) ૨ ગુલાબ—લે છે. (હેતુવાચક) ૩ ગુલાબમાં —હોતાં નથી. ( હેતુવાચક ૨ સાથે યોગ છે ) |
| ખ લીલો પ્રકાશ પડે તો | ક્રિયાવિશેષણ વાક્ય ( સંકેતવાચક 'દેખાય' સાથે સંબંધ છે). | પ્રકાશ | લીલો | પડે | | રાતા ગુલાબ પર (સ્થળવા૦) |

શબ્દોને જ
લાગી 'પીવો'
અશુદ્ધ શબ્દો સા
પરંતુ ઘણા લેખકોને ઉ.
પદવીધારી લેખકો ને અ
પ્રમાણે દોરવાય છે. સ્વત
તેમના લેખમાં બહુધા
નમ્ર યાચના છે કે તેમ

| | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉ૰ વર્ધક. | વિધેય. ક્રિયા. | વિધેય. પૂરક. | વિધે૰ વર્ધક. |
|---|---|---|---|---|---|---|
| | મિશ્ર | સિદ્ધાન્ત. | એવો —લીલો પ્રકાશ— હોતાં નથી | નીકળે છે | | ઉપર જે વર્ણન—તે પરથી. (હેતુવાચક) |
| ક લીલો પ્રકાશ—હોતાં નથી. | ગૌણ મિશ્ર—નામવાક્ય. ('એવા' સાથે સમાનવિભાક્તક, માટે નામવાક્ય.) | ગુલાબ. | | દેખાય. | કાળું | ૧ લીલો પ્રકાશ—પડે તો (સંકેતવા૰) ૨ ગુલાબ—લે છે. (હેતુવાચક) ૩ ગુલાબમાં —હોતાં નથી. (હેતુવાચક ૨ સાથે યોગ છે) |
| ખ લીલો પ્રકાશ પડે તો | ક્રિયાવિશેષણ વાક્ય (સંકેતવાચક 'દેખાય' સાથે સંબંધ છે). | પ્રકાશ | લીલો | પડે | | રાતા ગુલાબ પર (સ્થળવા૰) |

શબ્દોને જ
લાગી 'પાર્વ
અશુદ્ધ શબ્દો સા
પરંતુ ઘણા લેખકોને ઉ
પદવીધારી લેખકો ને અ
પ્રમાણે દોરવાય છે. સ્વતં
તેમના લેખમાં બહુધા
નમ્ર યાચના છે કે તેમાં

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જે છોડવા ને પ્રાણીઓ—હયાત છે. | ગૌણવિશેષણ૰ * સંકુચિત, બે વાક્યોનું એક ) | છોડવા અને પ્રાણીઓ | | છે | હયાત | હમણા (કાળવા૰) |
| હમણાના— તપાસીએ | ગૌણ ક્રિયાવિ૰ | આપણે | | તપાસીએ | પાછલા-ખડકો | હમણાના—માંડી (અવધિવા૰) |
| એ સઘળામાંથી—ઉગારી લેતા | મિશ્ર | સાર | મોટા એ—સંભારનાં—લેતા | નીકળે છે | | એ સઘળામાંથી (સ્થળવા૰) |
| અ સંસારનાં-આનન્દી રહેતા | ગૌણ નામ૰ ('એ' નું સમાનવિભક્તિક) | પોતે | | રહેતા | શાન્ત અને આનન્દી | ૧—સંસારનાં નિરાંતે (રીતવા૰) ૨ ઈશ્વર ઉપર-રાખી (રીતવા૰) |
| ब સંસારનાં—એમ | ક્રિયાવિ૰ | કંઈ | | થયું હોય નહિ | આ ભકન-કવિને | સંસારનાં-વચ્ચે (સ્થિતિવા૰) |

* જે છોડવા હમણા હયાત છે અને જે પ્રાણીઓ હમણા હયાત છે—એ બે વાક્યોનું એક થયું છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જે છોકરાને પ્રાણીઓ—હયાત છે. | ગૌણવિશેષણ૦ * સંકુચિત, બે વાક્યોનું એક ) | છોકરા અને પ્રાણીઓ | | છે | હયાત | હમણા (કાળવા૦) |
| હમણાના— તપાસીએ | ગૌણ ક્રિયાવિ૦ | આપણે | | તપાસીએ | પાછલા-પડકો | હમણાના—માંડી (અવધિવા૦) |
| એ સપળામાંથી—ઉગારી લેતા | મિશ્ર | સાર | મોટા એ—સંસારનાં—લેતા | નીકળે છે | | એ સઘળામાંથી (સ્થળવા૦) |
| બ સંસારનાં-આનન્દી રહેતા | ગૌણ નામ૦ ('એ' નું સમાનવિભક્તિક) | પોતે | | રહેતા | શાન્ત અને આનન્દી | ૧—સંસારનાં નિરાંતે (રીતવા૦) ૨ ઈશ્વર ઉપર-રાખી (રીતવા૦) |
| ક સંસારનાં—એમ | ક્રિયાવિ૦ | કંઈ | | થયું હોય નહિ | આ ભકત-કવિને | સંસારનાં-વચ્ચે (સ્થિતિવા૦) |

* જે છોકરા હમણા હયાત છે અને જે પ્રાણીઓ હમણા હયાત છે—એ બે વાક્યોનું એક થયું છે.

# વાચનમાળાના ખુલાસા.

( ચાલુ પૃષ્ઠ ૩૦૦ થી ).

ઉપર પ્રમાણે સામાન્ય ઉપદેશ આપી તે દઢ કરવાને ઉદાહરણો આપવાનું શરૂ કરતાં **ધીરો** ભગત કહે છે કે જે જે ભક્તજનોએ અજ્ઞાનરૂપી ઊંઘમાંથી જાગી જ્ઞાનરૂપી નેત્ર વડે જોયું, તેમને અલખ એટલે નિર્ગુણ અને લખ એટલે સગુણ એવા પરમાત્માના ભજનમાં લેહે લાગી ગઈ. આવા ભજનથી **મીરાં**, **કરમા**, **શબરી**, અને **પુરી** એ ભક્તો એક પળમાં સંસારસમુદ્રને પેલે પાર ઉતરી ગયા. અહીં 'પળમાં' એ શબ્દ મૂકવામાં ધીરા ભગતનો મર્મ એવો છે કે બીજાઓની માફક ઘણે લાંબે કાળે નહિ પણ ઘણીજ ટુંક મુદતમાં પરમાત્માની કૃપાથી મળતી સદ્યોમુક્તિ તેમણે પ્રાપ્ત કરી.

સ્ત્રીવર્ગમાં હૃદયની અત્યંત કોમલતા અને પ્રેમનું આધિક્ય હોય છે, તેથી સ્ત્રીઓ પ્રેમભક્તિના મુખ્ય અધિકારી છે એવું દર્શાવવા સ્ત્રીભક્તોનાં નામ પ્રથમ આપી, પુરુષભક્તોમાં પણ તેવોજ ભક્તિનો પ્રવાહ હોઈ શકે છે તે ગોપીચંદ, ભરત, **પીપો**, સુરદાસ તથા કબીરજીના દૃષ્ટાંતોથી સિદ્ધ કરે છે. ઊંચ વર્ણમાંજ ભક્તો થઈ શકતા હશે એવી શંકા દૂર કરવાને હવે હલકી વર્ણોમાં થઈ ગયલા ભક્તોના દાખલા તરીકે કુબો કુંભાર **સદનો** કસાઈ, ધનોજી જાટ, **નામો** ટાંકી, તથા ભિલ્લભક્ત વાલ્મીકિને ગણાવી હરિલીલાના વૈચિત્ર્યનો સુંદર ચિતાર આપે છે.

ઉપલાં સર્વ દૃષ્ટાંતોમાં ઘણે ભાગે સાધારણ પંક્તિના મનુષ્યો છે, અને કેટલાક રાજવંશી છે તોપણ તેમણે રાજકાજ છોડીનેજ ભક્તિ આદરી હતી. આ પરથી કોઈ એવું અનુમાન કરે કે સાંસારિક કાર્યો સાથે ભક્તિનો નિર્વાહ થવો અસંભવિત છે, તો તે પણ અયોગ્ય છે. આનું કારણ **ધીરો** ભગત એ આ[illegible] કે ચિત્તની અત્યંત વ્યગ્રતા થવાનો જેમાં સંભવ છે એવો રાજ્યકારભ[illegible] ચલાવતાં છતાં પણ રાજા જનકે ચિત્તની આસક્તિ પરમાત્માને વિષેજ રાખી જીવનમુક્તની પદવી પ્રાપ્ત કરી હતી.

# વાચનમાળાના ખુલાસા.

( ચાલુ પૃષ્ઠ ૩૦૦ થી ).

ઉપર પ્રમાણે સામાન્ય ઉપદેશ આપી તે દૃઢ કરવાને ઉદાહરણો આપવાનું શરૂ કરતાં **ધીરો** ભગત કહે છે કે જે જે ભક્તજનોએ અજ્ઞાનરૂપી ઊંઘમાંથી જાગી જ્ઞાનરૂપી નેત્ર વડે જોયું, તેમને અલખ એટલે નિર્ગુણ અને લખ એટલે સગુણ એવા પરમાત્માના ભજનમાં લેહે લાગી ગઈ. આવા ભજનથી **મીરાં**, કરમા, શબરી, અને પુરી એ ભક્તો એક પળમાં સંસારસમુદ્રને પેલે પાર ઉતરી ગયા. અહીં 'પળમાં' એ શબ્દ મૂકવામાં ધીરા ભગતનો મર્મ એવો છે કે બીજાઓની માફક ઘણે લાંબે કાળે નહિ પણ ઘણીજ ટુંક મુદતમાં પરમાત્માની કૃપાથી મળતી સદ્યોમુક્તિ તેમણે પ્રાપ્ત કરી.

સ્ત્રીવર્ગમાં હૃદયની અત્યંત કોમલતા અને પ્રેમનું આધિક્ય હોય છે, તેથી સ્ત્રીઓ પ્રેમભક્તિના મુખ્ય અધિકારી છે એવું દર્શાવવા સ્ત્રીભક્તોનાં નામ પ્રથમ આપી, પુરુષભક્તોમાં પણ તેવોજ ભક્તિનો પ્રવાહ હોઈ શકે છે તે ગોપીચંદ, ભરત, **પીપો**, સુરદાસ તથા કબીરજીના દૃષ્ટાંતોથી સિદ્ધ કરે છે. ઊંચ વર્ણમાંજ ભક્તો થઈ શકતા હશે એવી શંકા દૂર કરવાને હવે હલકી વર્ણોમાં થઈ ગયલા ભક્તોના દાખલા તરીકે કુબો કુંભાર **સદનો** કસાઈ, ધનોજી જાટ, **નાભો** ટાડી, તથા ભિલ્લભક્ત વાલ્મીકિને ગણાવી હરિલીલાના વૈચિત્ર્યનો સુંદર ચિતાર આપે છે.

ઉપલાં સર્વ દૃષ્ટાંતોમાં ઘણે ભાગે સાધારણ પંક્તિના મનુષ્યો છે, અને કેટલાક રાજવંશી છે તોપણ તેમણે રાજકાજ છોડીનેજ ભક્તિ આદરી હતી. આ પરથી કોઈ એવું અનુમાન કરે કે સાંસારિક કાર્યો સાથે ભક્તિનો નિર્વાહ થવો અસંભવિત છે, તો તે પણ અયોગ્ય છે. આનું કારણ **ધીરો** ભગત એ આ[...]ે કે ચિત્તની અત્યંત વ્યગ્રતા થવાનો જેમાં સંભવ છે એવો રાજ્યકારભાર ચલાવતાં છતાં પણ રાજા જનકે ચિત્તની આસક્તિ પરમાત્માને વિષેજ રાખી જીવનમુક્તની પદવી પ્રાપ્ત કરી હતી.

સારી રીતે આવી શકશે. પરસ્પર અત્યંત પ્રેમ ધરાવનાર સ્ત્રીપુરુષના જોડામાંથી દૈવયોગે એક બીજાનું વિખૂટા પડવાનું થાય છે, ત્યારે તેમને જે અત્યંત ક્લેશ અથવા વિપ્રયોગનું દુઃખ થાય છે તેનું નામ પરિતાપ. ઉર્વશી તથા દમયંતીના વિરહથી રાજા પુરૂરવાને તથા નળને થયલાં અસહ્ય દુઃખ અત્ર દૃષ્ટાંત તરીકે હરકોઈને યાદ આવશે. એ દુઃખમાં કેવા પોકાર થાય છે તથા આખરે સ્નેહી વિષે કેવી તન્મયતા થાય છે તે સર્વના ખ્યાલમાં આવી શકે એમ છે. આવાજ પરંતુ અલૌકિક ધોરણો પર ભક્તિમાર્ગીય પ્રેમમય સિદ્ધાંતોનું બંધારણ છે. તેમના ગ્રંથોમાં આવા પરિતાપની પરાકાષ્ઠા-તન્મયતાએ પહોંચેલા ભકતજનોની વિવિધ અવસ્થાઓનું દિગ્દર્શન અનેક સ્થળે કરાવવામાં આવ્યું હોય છે. આ પરથી સારી રીતે સમજાશે કે તેમનામાં ભગવનામનું ઉચ્ચારણ કરવાના તથા પરમાત્મા સંબંધી કાર્યમાં મશગૂલ રહેવાના જે નિયમો બંધાયા છે તે, તથા પરમાત્માનું ક્ષણભર પણ વિસ્મરણ ન થાય એટલુંજ નહિ પણ તેના વિયોગની દુઃખભાવના ક્ષણક્ષણ વધતી ને વધતીજ રહે એવા જે ઉપાયો યોજવામાં આવે છે તે સઘળાનું મૂળ ઉપર બતાવેલી ભાવનાઓમાંજ છે.

**અલખ લખ ભજન**—અલખ એટલે નિર્ગુણ અને લખ એટલે સગુણ એવા બ્રહ્મના ભજનની લેહે લાગી એમ અત્ર કહેવામાં આવ્યું છે. એકજ બ્રહ્મના 'અલખ' અને 'લખ' એવા જે બે વિશેષણો છે, તે પરસ્પર વિરુદ્ધ છે. જે નિર્ગુણ છે તે સગુણ નજ હોય, ને જે સગુણ છે તે નિર્ગુણ નજ હોય એમ સ્વાભાવિક રીતે ધારવામાં આવે, પરંતુ ભક્તિમાર્ગીય મત આ સંબંધમાં વિલક્ષણજ છે. તેમનો મત એ છે કે એકજ બ્રહ્મ નાનામાં નાનું છે અને મોટામાં મોટું પણ છે. આ વગેરે પરસ્પર વિરુદ્ધ ધર્મો એકજ બ્રહ્મને વિષે રહેલા છે. બ્રહ્મ પગ વિનાનું હોવા છતાં ચાલી શકે છે, એ વગેરે શ્રુતિના પ્રમાણોને આધારે તેઓ એજ મત પ્રતિપાદન કરે છે કે જે સગુણ છે તેજ નિર્ગુણ છે. આટલું સમજ્યાથી **મીરાંબાઈ** તથા **નરસિંહ** મહેતા જેવા ભકતકવિએ તે પરમાત્મા તરીકે વર્ણવેલા શ્રીકૃષ્ણ સંબંધી પદ તથા કીર્તનોનું હાર્દ કંઈક વધારે સારી રીતે સમજી શકાય છે. વળી એટલું પણ સ્પષ્ટ થાય છે કે એ ભકતજનો સગુણ શ્રીકૃષ્ણને બીજા અવતારોની માફક ન ગણતાં નિર્ગુણ બ્રહ્મ કરતાં કોઈ પણ

'સારી રીતે આવી શકશે. પરસ્પર અત્યંત પ્રેમ ધરાવનાર સ્ત્રીપુરુષના જોડામાંથી દૈવયોગે એક બીજાનું વિખૂટા પડવાનું થાય છે, ત્યારે તેમને જે અત્યંત ક્લેશ અથવા વિપ્રયોગનું દુઃખ થાય છે તેનું નામ પરિતાપ. ઉર્વશી તથા દમયંતીના વિરહથી રાજા પુરૂરવાને તથા નળને થયલાં અસહ્ય દુઃખ અત્ર દૃષ્ટાંત તરીકે હરકોઈને યાદ આવશે. એ દુઃખમાં કેવા પોકાર થાય છે તથા આખરે સ્નેહી વિષે કેવી તન્મયતા થાય છે તે સર્વના ખ્યાલમાં આવી શકે એમ છે. આવાજ પરંતુ અલૌકિક ધોરણો પર ભક્તિમાર્ગીય પ્રેમમય સિદ્ધાંતોનું બંધારણ છે. તેમના ગ્રંથોમાં આવા પરિતાપની પરાકાષ્ઠાતન્મયતાએ પહોંચેલા ભક્તજનોની વિવિધ અવસ્થાઓનું દિગ્દર્શન અનેક સ્થળે કરાવવામાં આવ્યું હોય છે. આ પરથી સારી રીતે સમજાશે કે તેમનામાં ભગવન્નામનું ઉચ્ચારણ કરવાના તથા પરમાત્મા સંબંધી કાર્યમાં મશગૂલ રહેવાના જે નિયમો બંધાયા છે તે, તથા પરમાત્માનું ક્ષણભર પણ વિસ્મરણ ન થાય એટલુંજ નહિ પણ તેના વિયોગની દુઃખભાવના ક્ષણક્ષણ વધતી ને વધતીજ રહે એવા જે ઉપાયો યોજવામાં આવે છે તે સઘળાનું મૂળ ઉપર બતાવેલી ભાવનાઓમાંજ છે.

**અલખ લખ ભજન**—અલખ એટલે નિર્ગુણ અને લખ એટલે સગુણ એવા બ્રહ્મના ભજનની લેહે લાગી એમ અત્ર કહેવામાં આવ્યું છે. એકજ બ્રહ્મના 'અલખ' અને 'લખ' એવા જે બે વિશેષણો છે, તે પરસ્પર વિરુદ્ધ છે. જે નિર્ગુણ છે તે સગુણ નજ હોય, ને જે સગુણ છે તે નિર્ગુણ નજ હોય એમ સ્વાભાવિક રીતે ધારવામાં આવે, પરંતુ ભક્તિમાર્ગીય મત આ સંબંધમાં વિલક્ષણજ છે. તેમનો મત એ છે કે એકજ બ્રહ્મ નાનામાં નાનું છે અને મોટામાં મોટું પણ છે. આ વગેરે પરસ્પર વિરુદ્ધ ધર્મો એકજ બ્રહ્મને વિષે રહેલા છે. બ્રહ્મ પગ વિનાનું હોવા છતાં ચાલી શકે છે, એ વગેરે શ્રુતિના પ્રમાણોને આધારે તેઓ એજ મત પ્રતિપાદન કરે છે કે જે સગુણ છે તેજ નિર્ગુણ છે. એટલું સમજ્યાથી મીરાંબાઈ તથા નરસિંહ મહેતા જેવા ભક્તકવિએ તે પરમાત્મા તરીકે વર્ણવેલા શ્રીકૃષ્ણ સંબંધી પદ તથા કીર્તનોનું હાર્દ કંઈક વધારે સારી રીતે સમજી શકાય છે. વળી એટલું પણ સ્પષ્ટ થાય છે કે એ ભક્તજનો સગુણ શ્રીકૃષ્ણને બીજા અવતારોની માફક ન ગણતાં નિર્ગુણ બ્રહ્મ કરતાં કોઈ પણ

રૂપીઆ ઉપર કેટલાક આના હતો, તે વધારેમાં વધારે રૂ. ૨૦) સુધી થયો હતો. ૨૦ વર્ષથી ઓછી ને ૫૦ વર્ષથી ઉપરની ઉમરવાળા વગેરેને માફી હતી. જિજ્યો આપનારને લડાઇમાં જવું પડતું નહિ, લડાઇમાં સામાન વગેરેની મદદ આપવી પડતી નહિ ને મુસલમાનને દર વર્ષે પોતાના માલની જકાત આપવી પડતી તે એમને આપવી પડતી નહિ. (અલ્જિન્યા ઉપરથી).

જડએ સલાખ (અ. તુ.) જર્બશલાક. જર્બ (અ.)=મારવું. શલાક (તુ.)= તમાચો મારવો, મુક્કી મારવી, લાકડીથી મારવું, કૂટવું. ગુજરાતીમાં મક્કમ, બંધબેસતું, સજ્જડ, વગેરે અર્થમાં વપરાય છે.

જણુસ (અ.) જિન્સ.

જનાનખાનું (ફા.) જનાનખાના. સ્ત્રીઓને રહેવાનું ઠેકાણું, રણવાસ.

જનાનો (ફા.) જનાના.

જનાબ (અ.) સેવા, હજુર, પાસે.

જનાબે આલી (અ.) જનાબિઆલી. આલી=મોટી.

જનાવર (ફા.) જાન્વર. જાન=જીવ, વર=વાળો. જીવવાળું પ્રાણી. પશુ માણસ વિના બીજા પ્રાણી માટે વપરાય છે.

જપન (અ.) જબ્ત. નજર રાખવી, બંદોબસ્ત.

જબરદસ્ત (ફા.) જબ્બર્દસ્ત=ઉપર હાથવાળો. બળવાન.

જબાન (ફા.) જીભ, બોલી, ભાષા.

જબે કરવું (અ.) જબ્હ ઉપરથી ગુજરાતી ક્રિયાપદ. મુસલમાની ધર્મ પ્રમાણે જાનવરને હલાલ કરવું તે.

જબ્બો (અ.) જુબ્બા. પહેરણ, કુરતો.

જમા (અ.) જમ્અ. એકઠું કરવું. જમઅ=તેણે એકઠું કર્યું ઉપરથી.

જમાખર્ચ (અ. ફા.) જમ્અ (અ.), ખર્ચ (ફા.).

જમાત (અ.) જમાઅત. માણસોનું ટોળું, નાત. જમઅ ઉપરથી.

જમાદાર (અ. ફા.) જમ્અદાર. હિંદુસ્તાનમાં વપરાતો શબ્દ છે. ઈરાનમાં વપરાતો નથી.

રૂપીઆ ઉપર કેટલાક આના હતો, તે વધારેમાં વધારે રૂ. ૨૦) સુધી થયો હતો. ૨૦ વર્ષથી ઓછી ને ૫૦ વર્ષથી ઉપરની ઉમરવાળા વગેરેને માફી હતી. જિઝ્યો આપનારને લડાઈમાં જવું પડતું નહિ, લડાઈમાં સામાન વગેરેની મદદ આપવી પડતી નહિ ને મુસલમાનને દર વર્ષે પોતાના માલની જકાત આપવી પડતી તે એમને આપવી પડતી નહિ. (અલ્જિઝ્યા ઉપરથી).

જડબે સલાખ (અ. તુ.) જર્બશલાક. જર્બ (અ.)=મારવું. શલાક (તુ.)= તમાચો મારવો, મુકી મારવી, લાકડીથી મારવું, કૂટવું. ગુજરાતીમાં મક્કમ, બંધબેસતું, સજ્જડ, વગેરે અર્થમાં વપરાય છે.

જણસ (અ.) જિન્સ.

જનાનખાનું (ફા.) જનાનખાના. સ્ત્રીઓને રહેવાનું ઠેકાણું, રણવાસ.

જનાનો (ફા.) જનાના.

જનાબ (અ.) સેવા, હજુર, પાસે.

જનાબે આલી (અ.) જનાબિઆલી. આલી=મોટી.

જનાવર (ફા.) જાનવર. જાન=જીવ, વર=વાળો. જીવવાળું પ્રાણી. પશુ માણસ વિના બીજા પ્રાણી માટે વપરાય છે.

જપ્ત (અ.) જબ્ત. નજર રાખવી, બંદોબસ્ત.

જબરદસ્ત (ફા.) જબર્દસ્ત=ઉપર હાથવાળો. બળવાન.

જબાન (ફા.) જીભ, બોલી, ભાષા.

જબે કરવું (અ.) જબ્હ ઉપરથી ગુજરાતી ક્રિયાપદ. મુસલમાની ધર્મ પ્રમાણે જાનવરને હલાલ કરવું તે.

જભ્ભો (અ.) જુબ્બા. પહેરણ, કુરતો.

જમા (અ.) જમઅ. એકઠું કરવું. જમઅ=તેણે એકઠું કર્યું ઉપરથી.

જમાખર્ચ (અ. ફા.) જમઅ (અ.), ખર્ચ (ફા.).

જમાત (અ.) જમાઅત. માણસોનું ટોળું, નાત. જમઅ ઉપરથી.

જમાદાર (અ. ફા.) જમઅદાર. હિંદુસ્તાનમાં વપરાતો શબ્દ છે. ઇરાનમાં વપરાતો નથી...

જે કો દ્રોહ કરે કવિયાંશું, દૂષણ આળ ચઢાવેજી
ખાજો તે નરને મહા માયા, વાંકા બોલ કઢાવેજી
જે કો નિંદે, કોકટ લુંઠાં બોલેજી
મહા માયા પટરાણી હરની, ચાંચડની પેરે ચોળેજી

'ધ્રુવાખ્યાન'નો કર્તા તુલસીદાસ, અને આ તુલસીદાસ તદ્દન જુદા જુદા છે, કારણ કે 'ધ્રુવાખ્યાન'વાળો તુલસીદાસ પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૬૧૪ જણાવે છે, ત્યારે આ કાવ્યનો કર્તા પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૭૩૨ આપે છે. પહેલા કવિનુ વતન કુંદનપુર, જ્ઞાતે સારસ્વત બ્રાહ્મણ, ને પિતાનું નામ માધવદાસ આપે છે, ત્યારે આ કવિ પોતાને લીલાપુરનો રાયકવાડ બ્રાહ્મણ, ને ગણપતરામનો પુત્ર લખે છે.

પરચુરણ પદ લખનારો ત્રીજો એક તુલસીદાસ થઈ ગયો છે તે આ બે કવિઓથી જુદો હોય, એમ એનાં રચેલાં પદની ભાષા ઉપરથી માલમ પડે છે.

આ કાવ્યની કથા કહેનાર વ્યાસને, કથા કહેવાના બદલામાં બે વીઘાં જમીન મળ્યાનું, મળેલી પ્રત ઉપરથી માલમ પડે છે. આ ઉપરથી તે વખતે કવિના રચનારની, તેમ કહેનારની સારી કદર થતી હશે એમ જણાય છે.

**કવિ હરિદાસ**—આ કવિએ 'ધ્રુવાખ્યાન' નામનું કડવાંબદ્ધ કાવ્ય રચેલું તે અદ્યાપિપર્યન્ત છપાયા વિનાનું છે. તેનાં એકન્દર ૨૨ કડવાં છે. કાવ્યને છેડે નીચે પ્રમાણે હકીકત જોવામાં આવે છે.

"સંવત્ ૧૬૨૭ વર્ષે, ધ્રુજીનું આખ્યાન કીધું,
એકાદશી રવિવાર + + +
સ્તંભતીર્થ પુર વૈકુંઠ તોલે, કવિતાનો ત્યાંહાં વાસ,
સાંભળતાં વૈકુંઠ પદ પામે, કહે સેવક હરિદાસ."

આ ઉપરથી જણાય છે, કે વિ. સં. ૧૬૨૭ માં આ કાવ્ય રચ્યું છે, તેમ કવિ ખંભાતના વતની છે.

મહાકવિ પ્રેમાનન્દભાઈના શિષ્યમંડળમાં હરિદાસ નામના કવિ થઈ ગયા છે, તે, અને આ હરિદાસ કવિ, તદ્દન જુદા જુદા છે, કારણ કે, પ્રેમાનન્દ શિષ્ય હરિદાસ કવિ જ્યારે વિ. સં. અઢારમા સૈકામાં થયા ત્યારે આ કવિ વિ. સં. ૧૬૨૭ માં હયાત હતા.

જે કો દ્રોહ કરે કવિયાંનું, દૂષણ આળ ચઢાવેજી,
ખાજો તે નરને મહા માયા, વાંકા બોલ કઢાવેજી
* * જે કો નિંદે, ફોકટ ભુંડાં બોલેજી
મહા માયા પટરાણી હરની, ચાંચડની પેરે ચોળેજી

'ધ્રુવાખ્યાન'નો કર્તા તુલસીદાસ, અને આ તુલસીદાસ તદ્દન જુદા જુદા છે, કારણ કે 'ધ્રુવાખ્યાન'વાળો તુલસીદાસ પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૬૧૪ જણાવે છે, ત્યારે આ કાવ્યનો કર્તા પોતાના કાવ્યની રચ્યા સાલ વિ. સં. ૧૭૩૨ આપે છે. પહેલા કવિનું વતન કુંદનપુર, ન્યાતે સારસ્વત બ્રાહ્મણ, ને પિતાનું નામ માધવદાસ આપે છે, ત્યારે આ કવિ પોતાને લીલાપુરનો રાયકવાડ બ્રાહ્મણ, ને ગણપતરામનો પુત્ર લખે છે.

પરચુરણ પદ લખનારો ત્રીજો એક તુલસીદાસ થઈ ગયો છે તે આ બે કવિઓથી જુદો હોય, એમ એનાં રચેલાં પદની ભાષા ઉપરથી માલમ પડે છે.

આ કાવ્યની કથા કહેનાર વ્યાસને, કથા કહેવાના બદલામાં બે વીઘાં જમીન મળ્યાનું, મળેલી પ્રત ઉપરથી માલમ પડે છે. આ ઉપરથી તે વખતે કવિતા રચનારની, તેમ કહેનારની સારી કદર થતી હશે એમ જણાય છે.

**કવિ હરિદાસ**—આ કવિએ 'ધ્રુવાખ્યાન' નામનું કડવાંબદ્ધ કાવ્ય રચેલું તે અદ્યાપિપર્યન્ત છપાયા વિનાનું છે. તેનાં એકન્દર ૨૨ કડવાં છે. કાવ્યને છેડે નીચે પ્રમાણે હકીકત જોવામાં આવે છે.

"સંવત્ ૧૬૨૭ વર્ષે, ધ્રુજીનું આખ્યાન કીધું,
એકાદશી રવિવાર + + +
સ્તંભતીર્થ પુર વૈકુંઠ તોલે, કવિતાનો ત્યાંહાં વાસ,
સાંભળતાં વૈકુંઠ પદ પામે, કહે સેવક હરિદાસ."

આ ઉપરથી જણાય છે, કે વિ. સં. ૧૬૨૭ માં આ કાવ્ય રચ્યું છે, તેમ કવિ ખંભાતના વતની છે.

મહાકવિ પ્રેમાનન્દભાઈના શિષ્યમંડળમાં હરિદાસ નામના કવિ થઈ ગયા છે, તે, અને આ હરિદાસ કવિ, તદ્દન જુદા જુદા છે, કારણ કે, પ્રેમાનન્દ શિષ્ય હરિદાસ કવિ જ્યારે વિ. સં. અઢારમા સૈકામાં થયા ત્યારે આ કવિ વિ. સં. ૧૬૨૭ માં હયાત હતા.

તેમાં સુખસાગર, ચરણદાસ, લક્ષ્મણદાસ, અને બાળકદાસની રચેલી કવિતા વધારે અને કંઈક સારી છે.

**કવિ નાકર**—**વિદુરની વિનતિ** નામનું એકજ રાગનું ૨૭ તુકોનું એક નાનું કાવ્ય રચ્યું છે. " વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા " વાળું.

**રણછોડભક્ત**—**રાસ** પંચાધ્યાયી નામનું આઠ કડવાંનું એક નાનું કાવ્ય એમણે બનાવ્યું છે. તેમજ રામાયણના સારનું એક નવ કડવાંનું બીજું કાવ્ય પણ તેમનુંજ બનાવેલું છે. આમાં બીજા કાવ્ય કરતાં પહેલું કાવ્ય ઘણું રસિક હોવાથી તેની ઘણી પ્રતો જોવામાં આવે છે તે વિના 'કૃષ્ણજીવણ' ના દ્વાદશ મહિના પણ આજ કવિના રચેલા છે.

**અખોભક્ત**—આ પ્રખ્યાત વેદાંતી કવિએ ગુજરાતી ભાષા ઉપરાન્ત હિન્દી ભાષામાં પણ કેટલીક વેદાંત વિષયની કવિતા રચી છે. તેમાંના ૨૩ કુંડળિયા હજુ સુધી છપાયા વિનાના હાથ આવ્યા છે.

**કવિ ભીમ**—સિદ્ધપુરના આ પ્રખ્યાત જૂના કવિની ' હરિલીલા ષોડશ કળા ' નામનું કાવ્ય, બૃ. કા. ના ચોથા ભાગમાં પ્રસિદ્ધ થયું છે, તે વિના તેમણે પોતાના નામ ઉપરથી **ભીમ**ગીતા નામનું એકજ રાગનું એક કાવ્ય રચ્યું છે તેમાં શ્રી કૃષ્ણ મહારાજે, ઓધવજી સાથે, ગોપીઓને કહાવેલો સદેશો છે. તેને છેડે લખે છે, કે

" ભવોભવ ભક્તિ દેજો, ભીમને ભાંમણે, "

**માધવદાસ**—સિદ્ધપુર પાટણના કવિ વિશ્વનાથ જાનીએ જેમ'નરસિંહ મહેતાના જીવન ચરિત્ર' નો વિષય લઈ તેમના દરેક પ્રસંગનાં જુદાં જુદાં મોટાં કાવ્ય રચ્યાં છે, તેમ આ કાયસ્થ કવિએ દશમ ભાગવતનો વિષય લઈ, તેમાંના જુદા જુદા વિષયોનાં મોટાં મોટાં કાવ્યો રચ્યાં છે. મુખ્ય કાવ્યના પેટામાં આવાં જુદાં જુદાં કાવ્યો રચનારામાં આ એજ કવિઓ હાલ માલમ પડે છે. આ પેટા કાવ્યોની હકીકત આ નીચે આપવામાં આવી છે.

૧ **ભ્રમરગીતા**—આ ૪૧ કડવાના મોટા કાવ્યમાં કવિએ પોતાની કલમ ખરેખરી અજમાવી છે, ને જેમ બને તેમ તેને રસિક કરવા માટે બાકી રાખ્યુ નથી. કડવાંને પ્રારમ્ભે, બીજા કાવ્યોમાં જેમ 'વલણ' ઉથલો કે સાખીઓ જોવામાં આવે છે, તેમ આ કાવ્યમાં 'ડાઢ' નામનો રાગ મૂકી કડવું શરૂ કરેલું છે.

તેમાં સુખસાગર, ચરણદાસ, લક્ષ્મણદાસ, અને બાળકદાસની રચેલી કવિતા વધારે અને કંઈક સારી છે.

**કવિ નાકર—વિદુરની વિનતિ** નામનું એકજ રાગનું ૨૭ તુકોનું એક નાનું કાવ્ય રચ્યું છે. "વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા" વાળું.

**રણછોડભક્ત—રાસ** પંચાધ્યાયી નામનું આઠ કડવાંનું એક નાનું કાવ્ય એમણે બનાવ્યું છે. તેમજ **રામાયણ**ના સારનું એક નવ કડવાંનું બીજું કાવ્ય પણ તેમનુંજ બનાવેલું છે. આમાં બીજા કાવ્ય કરતાં પહેલું કાવ્ય ઘણું રસિક હોવાથી તેની ઘણી પ્રતો જોવામાં આવે છે તે વિના 'કૃષ્ણ-જીવણ' ના દ્વાદશ મહિના પણ આજ કવિના રચેલા છે.

**અખોભક્ત**—આ પ્રખ્યાત વેદાંતી કવિએ ગુજરાતી ભાષા ઉપરાન્ત હિન્દી ભાષામાં પણ કેટલીક વેદાંત વિષયની કવિતા રચી છે. તેમાંના ૨૩ કુંડળિયા હજુ સુધી છપાયા વિનાના હાથ આવ્યા છે.

**કવિ ભીમ**—સિદ્ધપુરના આ પ્રખ્યાત જૂના કવિની 'હરિલીલા ષોડશ કળા' નામનું કાવ્ય, બૃ. કા. ના ચોથા ભાગમાં પ્રસિદ્ધ થયું છે, તે વિના તેમણે પોતાના નામ ઉપરથી **ભીમ**ગીતા નામનું એકજ રાગનું એક કાવ્ય રચ્યું છે તેમાં શ્રી કૃષ્ણ મહારાજે, ઓધવજી સાથે, ગોપીઓને કહાવેલો સંદેશો છે. તેને છેડે લખે છે, કે

"ભવોભવ ભક્તિ દેજો, ભીમને ભાંમણે,"

**માધવદાસ**—સિદ્ધપુર પાટણના કવિ વિશ્વનાથ જાનીએ જેમ'નરસિંહ મહેતાના જીવન ચરિત્ર' નો વિષય લઈ તેમના દરેક પ્રસંગનાં જુદાં જુદાં મોટાં કાવ્ય રચ્યાં છે, તેમ આ કાયસ્થ કવિએ દશમ ભાગવતનો વિષય લઈ, તેમાંના જુદા જુદા વિષયોનાં મોટાં મોટાં કાવ્યો રચ્યાં છે. મુખ્ય કાવ્યના પેટામાં આવાં જુદાં જુદાં કાવ્યો રચનારામાં આ બેજ કવિઓ હાલ માલમ પડે છે. આ પેટા કાવ્યોની હકીકત આ નીચે આપવામાં આવી છે.

૧ **ભ્રમરગીતા**—આ ૪૧ કડવાના મોટા કાવ્યમાં કવિએ પોતાની કલમ ખરેખરી અજમાવી છે, ને જેમ બને તેમ તેને રસિક કરવા માટે બાકી રાખ્યું નથી. કડવાંને પ્રારમ્ભે, બીજાં કાવ્યોમાં જેમ 'વલણ' ઉથલો કે સાખીઓ જોવામાં આવે છે, તેમ આ કાવ્યમાં 'ઢાળ' નામનો રાગ મૂકી કડવું શરૂ કરેલું છે.

૨ **ઓખાહરણ**—દશમ ભાગવતના ૬૨, ને ૬૩ મા અધ્યાય ઉ-પરથી આ કાવ્ય રચ્યાનું જણાય છે, તે વિના તેમણે સંસ્કૃત હરિવંશ ના-મના કાવ્યનો આધાર લીધાનું તેઓ પોતે જણાવે છે. મહાકવિ પ્રેમાનન્દ-ભાઈકૃત મૂળ 'ઓખાહરણ'નાં જ્યારે ૨૯ કડવાં છે, ત્યારે આ કવિએ ૨૮ કડવાંમાં આ કાવ્ય પૂરૂ કર્યું છે. હરિવંશનો આધાર લેવાથી તેમાંની કેટ-લીક હકીકત પ્રેમાનન્દના 'ઓખાહરણ'થી જુદી પડે છે.

૩ **કંસવધ**—આ આખ્યાનનાં કુલ ૧૭ કડવાં છે, પણ પૂર્વાપર સંબન્ધ બેસાડવા માટે તેમાં પહેલાંનો થોડોક ભાગ ઉમેરેલો છે. વિષય જાણીતો છે.

૪ **રાસપંચાધ્યાયી**—ગુજરાતી ભાષાના ઘણાખરા જૂના કવિ-ઓએ આ વિષય પર પોતાની કલમ અજમાવી છે, તે પ્રમાણે આ કવિએ પણ આ કાવ્યની રચના કરવામાં કચાશ રાખી નથી. કડવાબદ્ધ ન રા-ખતાં આ કાવ્ય પદબંધ રાખેલું છે, ને દરેક પદને મથાળે 'વળણ' ને બદલે દોહરા મૂકેલા છે.

૫ **રૂક્મિણીહરણ**—આ ૧૭ કડવાંનું કાવ્ય છે, વિષય જાણીતો છે.

૬ **લક્ષ્મણાહરણ**—આ કાવ્ય નાનું પણ રસિક છે.

૭ **નાગદમણ**—આ કાવ્યમાં કવિએ રસ અને અલંકારની સારી જમાવટ કરી છે. ઉપરના કાવ્ય કરતાં સહેજ ન્હાનું છે.

ઉપરનાં કાવ્યો સિવાય ગોવર્દ્ધનલીલા, બળદેવતીર્થાટન, શાલ્વવધ, પાંડવ અશ્વમેધ, અને જરાસંઘવધ, નામનાં ટુકાં, પણ વાંચવા લાયક કાવ્યો છે.

આ દશમ ભાગવતના—કહો કે ઉપરનાં આખ્યાનો—પાછળ કવિ પોતાની કેટલીક હકીકત નીચે પ્રમાણે આપે છે.

'સંવત્ સત્તર પંચોતર ને શાકની સંખ્યા કહું,
પંદરસે ને એકોતર[1] તે, દક્ષિણાયન રવિને લહું;
ભાદ્રપદ કૃષ્ણ પક્ષ દ્વિતીયા, ચદ્ર શુધ વાસર વળી,
કૌલવ યોગ તૈતલ કર્ણ ને, નક્ષત્ર રેવતી ને મળી

---

૧ આ વર્ષ બરોબર મળતાં આવતાં નથી. મળેલી પ્રતમાંથી અસલ પ્રમાણે આ ઉતારો આપ્યો છે.

૨ **ઓખાહરણ**—દશમ ભાગવતના ૬૨, ને ૬૩ મા અધ્યાય ઉપરથી આ કાવ્ય રચ્યાનું જણાય છે, તે વિના તેમણે સંસ્કૃત હરિવંશ નામના કાવ્યનો આધાર લીધાનું તેઓ પોતે જણાવે છે. મહાકવિ પ્રેમાનન્દભાઈકૃત મૂળ 'ઓખાહરણ'નાં જ્યારે ૨૯ કડવાં છે, ત્યારે આ કવિએ ૨૮ કડવાંમાં આ કાવ્ય પૂરું કર્યું છે. હરિવંશનો આધાર લેવાથી તેમાંની કેટલીક હકીકત પ્રેમાનન્દના 'ઓખાહરણ'થી જુદી પડે છે.

૩ **કંસવધ**—આ આખ્યાનનાં કુલ ૧૭ કડવાં છે, પણ પૂર્વાપર સંબન્ધ બેસાડવા માટે તેમાં પહેલાંનો થોડોક ભાગ ઉમેરેલો છે. વિષય જાણીતો છે.

૪ **રાસપંચાધ્યાયી**—ગુજરાતી ભાષાના ઘણાખરા જૂના કવિઓએ આ વિષય પર પોતાની કલમ અજમાવી છે, તે પ્રમાણે આ કવિએ પણ આ કાવ્યની રચના કરવામાં કચાશ રાખી નથી. કડવાબદ્ધ ન રાખતાં આ કાવ્ય પદબંધ રાખેલું છે, ને દરેક પદને મથાળે 'વળણ' ને બદલે દોહરા મૂકેલા છે.

૫ **રૂક્મિણીહરણ**—આ ૧૭ કડવાંનું કાવ્ય છે, વિષય જાણીતો છે.

૬ **લક્ષ્મણાહરણ**—આ કાવ્ય નાનું પણ રસિક છે.

૭ **નાગદમણ**—આ કાવ્યમાં કવિએ રસ અને અલંકારની સારી જમાવટ કરી છે. ઉપરના કાવ્ય કરતાં સહેજ ન્હાનું છે.

ઉપરનાં કાવ્યો સિવાય ગોવર્દ્ધનલીલા, બળદેવતીર્થાટન, શાલ્વવધ, પાંડવ અશ્વમેધ, અને જરાસંધવધ, નામનાં ટુકાં, પણ વાંચવા લાયક કાવ્યો છે.

આ દશમ ભાગવતના—કહો કે ઉપરનાં આખ્યાનો—પાછળ કવિ પોતાની કેટલીક હકીકત નીચે પ્રમાણે આપે છે.

'સંવત સત્તર પંચોતર ને શાકની સંખ્યા કહું,
પંદરસે ને એકોતર[૧] તે, દક્ષિણાયન રવિને લહું;
ભાદ્રપદ કૃષ્ણ પક્ષ દ્વિતીયા, ચંદ્ર બુધ વાસર વળી,
કૌલવ યોગ તૈતલ કર્ણ ને, નક્ષત્ર રેવતી ને મળી.

---

૧ આ વર્ષ બરોબર મળતાં આવતાં નથી. મળેલી પ્રતમાંથી અસલ પ્રમાણે આ ઉતારો આપ્યો છે.

" કહે ઇંદ્રાવતી અમો રમત માગી હુતી આ વાર રે,
રાસ રમી ઘેર જાઇશું, હેલાં તે × × ભર્તાર રે.'

**કવિ ભોજ**—આ કવિનું કોઈ પણ કાવ્ય, કે પદ હજુ સુધી છપાઈને પ્રસિદ્ધ થયલું જાણવામાં નથી. પણ હાલમાં તેમનું ચંદ્રહાસ નામનું વીસ કડવાંનું એક કાવ્ય જડ્યું છે. મળેલી પ્રત ઉપરથી આ કાવ્યની રચ્યા સાલ, કે બીજી હકીકત માલમ પડતી નથી. કાવ્યના અન્તભાગમાં નીચે પ્રમાણે લખેલું છે.

' ઓધારે શ્રી મોરાર રે, તેહેને સંસારનો ફેરો ટળે;
કર જોડી ભોજ ભણે, એકે મન જે સાંભળે.'

આ કાવ્યની હસ્તલિખિત નકલ હાથ આવતાં એમ ધારવામાં આવ્યું, કે તે ચાબખાવાળા ભોજા ભકતનું બનાવેલું હશે, પણ પછી કાવ્યની ભાષા જોતાં, તેમ વિશેષ શોધ કરતાં જણાયું, કે આ બને કવિ, એક નહિ, પણ જુદા જુદા છે.

એમ સાંભળવામાં આવ્યું છે, કે સુરતમાં જે ભોજા શેરી, અને નવસારીમાં જે ભોજાની દહેરી કહેવાય છે તે આ કવિના નામ ઉપરથી છે. આ વાત જો ખરી હોય તો આ કોઈ પ્રખ્યાત માણસ હોવા જોઈએ.

ઇચ્છાબાઈ—ઠાકોરનાથનાં છૂટક પદ.

**કાશીદાસ**—નીતિની છૂટક કવિતા. બાપનું નામ મોરારજી, ન્યાતે લુહાર, વતન દયાદરા, પણ ધંધા માટે હારેલા ગામમાં રહેતો હતો.

**ચોરાશી કોશની વ્રજ પરિક્રમાનું**—એકજ રાગનું કાવ્ય. કર્તા જણાતો નથી. વિષય સહુને જાણીતો છે.

' જી રે વન ઉપવન ફર્યા કર જોડ,
શ્રી વ્રજભુખણજીએ પૂર્યા કોડ.'

આ છેલ્લી કડીમાં 'વ્રજભુખણ' નામ કવિનું નહિ, પણ શ્રી કૃષ્ણ મહારાજને ઠેકાણે હશે.

**ભવાનીદાસ**—કવિ ધનદાસકૃત અર્જુનગીતાના જેવડું, ને તેવા રાગનું ધ્યાનગીતા નામનું કાવ્ય આ કવિએ રચ્યું છે. લખ્યા સાલ વિ. સં. ૧૮૨૩, મહા સુદિ ૧૩.

" કહે ઇંદ્રાવતી અમો રમત માગી હુતી આ વાર રે,
રાસ રમી ઘેર જાઇશું, હેલાં તે × × ભર્તાર રે.'

**કવિ ભોજ**—આ કવિનું કોઈ પણ કાવ્ય, કે પદ હજુ સુધી છપાઈને પ્રસિદ્ધ થયલું જાણવામાં નથી. પણ હાલમાં તેમનું ચંદ્રહાસ નામનું વીસ કડવાંનું એક કાવ્ય જડયું છે. મળેલી પ્રત ઉપરથી આ કાવ્યની રચ્યા સાલ, કે બીજી હકીકત માલમ પડતી નથી. કાવ્યના અન્તભાગમાં નીચે પ્રમાણે લખેલું છે.

' ઓધારે શ્રી મોરાર રે, તેહેને સંસારનો ફેરો ટળે;
કર જોડી ભોજ ભણે, એકે મન જે સાંભળે.'

આ કાવ્યની હસ્તલિખિત નકલ હાથ આવતાં એમ ધારવામાં આવ્યું, કે તે ચાબખાવાળા ભોજા ભક્તનું બનાવેલું હશે, પણ પછી કાવ્યની ભાષા જોતાં, તેમ વિશેષ શોધ કરતાં જણાયું, કે આ બંને કવિ, એક નહિ, પણ જુદા જુદા છે.

એમ સાંભળવામાં આવ્યું છે, કે સુરતમાં જે ભોજા શેરી, અને નવસારીમાં જે ભોજાની દહેરી કહેવાય છે તે આ કવિના નામ ઉપરથી છે. આ વાત જો ખરી હોય તો આ કોઈ પ્રખ્યાત માણસ હોવા જોઈએ.

**ઇચ્છાબાઈ**—ડાકોરનાથનાં છૂટક પદ.

**કાશીદાસ**—નીતિની છૂટક કવિતા. બાપનું નામ મોરારજી, ન્યાતે લુહાર, વતન દયાદરા, પણ ધંધા માટે હારેલા ગામમાં રહેતો હતો.

**ચોરાશી કોશની વ્રજ પરિક્રમાનું**—એકજ રાગનું કાવ્ય. કર્તા જણાતો નથી. વિષય સહુને જાણીતો છે.

' છ રે વન ઉપવન ફર્યા કર જોડ,
શ્રી વ્રજભુખણજીએ પૂર્યા કોડ.'

આ છેલ્લી કડીમાં 'વ્રજભુખણ' નામ કવિનું નહિ, પણ શ્રી કૃષ્ણ મહારાજને ઠેકાણે હશે.

**ભવાનીદાસ**—કવિ ધનદાસકૃત અર્જુનગીતાના જેવું, ને તેવા રાગનું ધ્યાનગીતા નામનું કાવ્ય આ કવિએ રચ્યું છે. લખ્યા સાલ વિ. સં. ૧૮૨૩, મહા સુદિ ૧૩.

**રેણી, થરહરે, લલે, અપ્રુ, દદામાં, ઘૈઘાટ, ઝૂઝાર, આંગરખી, ઘૂંઘરવટ,** વગેરે.

વળી રામાયણ, જ્યારે કડવાંબદ્ધ છે, ત્યારે આ મોટું કાવ્ય દોહરા ચોપાઈમાં છે. આ કાવ્યના જેષ્ટખંડ, અમરખંડ, સુન્દરખંડ, અને લઘુખંડ, એમ ચાર ભાગ પાડેલા છે. સંસ્કૃત 'કથાસરિત્સાગર'ના ગ્રંથમાં આવેલી નરવાહન રાજાની કથાને મળતી આ કાવ્યની કથાનો થોડોક ભાગ જણાય છે.

**મોતિરામ ભક્ત**—ભરૂચના આ દશા શ્રીમાળી ભકતકવિએ 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ,' 'કુંવરબાઇનું મોસાળું,' અને 'શામળશાહના વિવાહ'નાં કાવ્ય રચ્યાં છે. તે વિના તેમણે બીજી છૂટક કવિતા પણ બનાવી છે. આ કાવ્યોમાં ધીરાની કાફી અને સવૈયા બહુ વાપરેલા છે.

**રેવાશંકર**—આ કવિએ મહાભારતના સારનું કાવ્ય રચ્યું છે તે ઘણાખરા માણભટ્ટ વ્યાસો વાંચે છે. તે વિના તેમનું 'જાલંધર આખ્યાન' ઘણું લોકપ્રિય હોવાથી વર્ષાઋતુમાં ઘણાં ગામોમાં વંચાય છે. વળી તેમણે હિન્દી ભાષામાં પણ કવિતા બનાવી છે, તેમ કાવ્ય વિના છૂટક પદ પણ બનાવ્યાં છે.

ગામડી મહેતાજીના ધંધા ઉપરાન્ત તેઓ વૈદક અને જ્યોતિષ શાસ્ત્ર પણ સારૂં જાણતા હતા, તેમ કવિતા પણ કરતા હતા. કહે છે કે તેઓ જમણા પગના અંગૂઠાથી એવા સરસ અક્ષર લખતા, કે તે હાથના જેવાજ માલમ પડતા.

આ પાછળના બે કવિઓ છેક હમણા થઈ ગયા છે. જૂની પદ્ધતિ પ્રમાણે કડવાંબદ્ધ આખ્યાનકારોમાં આ કવિ છેલ્લામાં છેલ્લા થઈ ગયલા જણાય છે.

ઝઘડિયા તા. સ્કૂલ
તા. ૧૪–૭–૧૦. } છગનલાલ વિચારામ રાવળ.

---

રેણી, થરહરે, લલે, અમુ, દદામાં, ઘેધાર, ઝૂઝાર, આંગરખી, ઘૂંઘરવટ, વગેરે.

વળી રામાયણ, જ્યારે કડવાંબદ્ધ છે, ત્યારે આ મોટું કાવ્ય દોહરા ચોપાઈમાં છે. આ કાવ્યના જેષ્ટખંડ, અમરખંડ, સુન્દરખંડ, અને લઘુખંડ, એમ ચાર ભાગ પાડેલા છે. સંસ્કૃત 'કથાસરિત્સાગર'ના ગ્રંથમાં આવેલી નરવાહન રાજાની કથાને મળતી આ કાવ્યની કથાનો થોડોક ભાગ જણાય છે.

**મોતિરામ ભક્ત**—ભરૂચના આ દશા શ્રીમાળી ભક્તકવિએ 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ,' 'કુંવરબાઇનું મોસાળું,' અને 'શામળશાહના વિવાહ'નાં કાવ્ય રચ્યાં છે. તે વિના તેમણે બીજી છૂટક કવિતા પણ બનાવી છે. આ કાવ્યોમાં ધીરાની કાફી અને સવૈયા બહુ વાપરેલા છે.

**રેવાશંકર**—આ કવિએ મહાભારતના સારનું કાવ્ય રચ્યું છે તે ઘણાખરા માણભટ્ટ વ્યાસો વાંચે છે. તે વિના તેમનું 'જાલંધર આખ્યાન' ઘણું લોકપ્રિય હોવાથી વર્ષાઋતુમાં ઘણાં ગામોમાં વંચાય છે. વળી તેમણે હિન્દી ભાષામાં પણ કવિતા બનાવી છે, તેમ કાવ્ય વિના છૂટક પદ પણ બનાવ્યાં છે.

ગામડી મહેતાજીના ધંધા ઉપરાન્ત તેઓ વૈદક અને જ્યોતિષ શાસ્ત્ર પણ સારૂં જાણતા હતા, તેમ કવિતા પણ કરતા હતા. કહે છે કે તેઓ જમણા પગના અંગૂઠાથી એવા સરસ અક્ષર લખતા, કે તે હાથના જેવાજ માલમ પડતા.

આ પાછળના બે કવિઓ છેક હમણા થઈ ગયા છે. જૂની પદ્ધતિ પ્રમાણે કડવાંબદ્ધ આખ્યાનકારોમાં આ કવિ છેલ્લામાં છેલ્લા થઈ ગયેલા જણાય છે.

ઝઘડિયા તા. સ્કુલ
તા. ૧૪–૭–૧૦.

છગનલાલ વિદ્યારામ રાવળ.

---

| | | |
|---|---|---|
| the day of Vaikuntha Ekadashi in the year Sadarana ). | | |
| અમરકોઠઈ (Amar Kothai). એની અંગ્રેજી બંગાલી, કે બીજી કોઈ ભાષામાં પ્રગટ થયલી નકલો. | બંગાલી ભાષામાં કવિતાઓની ચોપડી ફરીદપુરના ભુવન મોહનદાસ ગુપ્તે લખેલી, ઢાકામાં અર્મનિટોલામાં 'અદર્શ' પ્રેસમાં છપાએલી, અને કલકત્તામાં કૉર્નવૉલિસ મહોલ્લો નં. ૨૦ મઝુમદારની લાઇબ્રરીમાં, એસ. સી. મઝુમદારે પ્રસિદ્ધ કરેલી. | નં. ૩૧૧૬ જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, સિમ્લે મુંબઈ, ૨૭ મી મે ૧૯૧૧ |
| મુહિબ્બિવતન ( Mubib-i-watan ). | અલ્લાહાબાદના ગુરુપ્રસાદે ઉર્દુ ભાષામાં કરેલો કાવ્યસંગ્રહ, અને અલ્લાહાબાદમાં દેશસેવક પ્રેસમાંથી પ્રસિદ્ધ થયલો. | નં. ૩૩૬૧ જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ સિમ્લે મુંબઈ, ( મી જુન ૧૯૧૧ |
| ગોરૂ-ઓ-હિંદુ-મુસલમાન (Goru o-Hindu—Musalman ). | બંગાલી ભાષામાં ખોંડકર-અબૂન-ઉન્-ઇસ્લામે લખેલું, કલકત્તામાં હૉલવેલ ગલીમાં નં. ૧૮માં હમીદીઆ પ્રેસમાં છપાએલું, અને રમેઝ્ન અલી નામના કોઈ શખ્સે પ્રસિદ્ધ કરેલું. | નં. ૩૯૯૯ જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, સિમ્લે મુંબઈ, ૧૧ મી જુલાઇ ૧૯૧૧ |

નીચેનું ચોપાનીઉં જમીન યા દરિઆ માર્ગે બ્રિટિશ ઇંડિઆમાં લાવવાની ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ તરફથી ૧૮૭૮ ના સી કસ્ટમ્સ ઍક્ટના સેક્શન ૧૯ ની રૂએ મના કરવામાં આવે છે.

અંગ્રેજીમાં છપાયલું.

| ચોપાનીઆંનું નામ. | વિશેષ હકીકત. | સરકારી ઠરાવ નબર તથા તારીખ. |
|---|---|---|
| '૧૦ મા મે-' એ નામના પાનીઆંની કોઇ પણ નકલ. | ૧૦ મા મે ૧૯૧૧ ની તારીખનું અંગ્રેજીમાં લખેલું. | નં. ૭૧૧૬ રેવેન્યુ ડિપાર્ટમેન્ટ, સિમ્લે મુંબઈ, ૨૬ મી જુલાઈ ૧૯૧૧. |

| | | |
|---|---|---|
| the day of Vaikuntha Ekadashi in the year Sadarana ). | | |
| અમરકોઠઈ (Amar Kothai). એની અંગ્રેજી બંગાલી, કે બીજી કોઈ ભાષામાં પ્રગટ થયલી નકલો. | બંગાલી ભાષામાં કવિતાઓની ચોપડી ફરીદપુરના ભુવન મોહનદાસ ગુપ્તે લખેલી, ઢાકામાં અર્મનિટોલામાં 'અદર્શ' પ્રેસમાં છપાએલી, અને કલકત્તામાં કૉર્નવૉલિસ મહોલ્લો નં. ૨૦ મઝુમદારની લાઇબ્રરીમાં, એસ. સી. મઝુમદારે પ્રસિદ્ધ કરેલી. | નં. ૩૧૧૬ જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, કિલ્લે મુંબઈ, ૨૭ મી મે ૧૯૧૧ |
| મુહિબિવતન ( Mubib-i-watan ). | અલ્લાહાબાદના ગુરુપ્રસાદે ઉર્દુ ભાષામાં કરેલો કાવ્યસંગ્રહ, અને અલ્લાહાબાદમાં દેશસેવક પ્રેસમાંથી પ્રસિદ્ધ થયલો. | નં. ૩૩૬૧ જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, કિલ્લે મુંબઈ, ૮ મી જુન ૧૯૧૧ |
| ગોરૂ-ઓ-હિંદુ-મુસલમાન (Goru o-Hindu—Musalman ). | બંગાલી ભાષામાં ખોંડકર-અઈન્-ઉદ્-ઇસ્લામે લખેલું, કલકત્તામાં હૅલવેલ ગલીમાં નં. ૧૮માં હમીદીઆ પ્રેસમાં છપાએલું, અને એર્ફન અલી નામના કોઈ શખ્સે પ્રસિદ્ધ કરેલું. | નં. ૩૯૯૯ જ્યુડિશ્યલ ડિપાર્ટમેન્ટ, કિલ્લે મુંબઈ, ૧૧ મી જુલાઇ ૧૯૧૧ |

નીચેનું ચોપાનીઉં જમીન યા દરિઆ માર્ગે બ્રિટિશ ઇંડિઆમાં લાવવાની ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ તરફથી ૧૮૭૮ ના સી કસ્ટમ્સ ઍક્ટના સેકશન ૧૯ ની રૂએ મના કરવામાં આવે છે.

અંગ્રેજીમાં છપાયલું.

| ચોપાનીઆંનું નામ. | વિશેષ હકીકત. | સરકારી ઠરાવ નંબર તથા તારીખ. |
|---|---|---|
| '૧૦ મા મે-' એ નામના પાનીઆંની કોઇ પણ નકલ. | ૧૦ મા મે ૧૯૧૧ ની તારીખનું અંગ્રેજીમાં લખેલું. | નં. ૭૧૧૬ રેવેન્યુ ડિપાર્ટમેન્ટ, કિલ્લે મુંબઈ, ૨૬ મી જુલાઈ ૧૯૧૧. |

# જબરો ઉઠાવ ઇનામી ઘડીઆળ જબરો ઉઠાવ

**નંબર ૧ કીમત રૂ. ૪॥**
મુખમલ જડેલી પેટી ૧
કમાન ૧
કાચ ૧
ફેન્સી છેડા ૧
રેશમી રૂમાલ ૧
મગના મોજાની જોડ ૧
ફેન્સી કંગવો ૧
રેશમી દોરી ૧

**નંબર ૨ કીમત રૂ. ૫**
કાચ ૧
કમાન ૧
ફેન્સી પેટી ૧
ફેન્સી ટાઇમપીસ ૧
રેશમી દોરી ૧
હોકાયંત્ર ૧
ચપ્પુ ૧
ફેન્સી બટનનો સટ ૧
કારબોલીક સોપ ૧

**નંબર ૩ કીમત રૂ. ૫॥**
ચામડાનો પટો ૧
કૉલર ૧
રેશમી રૂમાલ ૧
અત્તરની શીશી ૧
ફેન્સી મોજાની જોડ ૧
કપડા ઉપર નામ લખવાની પાકી સહી ૧
કારબોલીક સોપ ૧
રેશમી દોરી ૧
ફેન્સી કંગવો ૧

**નંબર ૪ કીમત રૂ. ૬॥।**
ચામડાનો પટો ૧
કૉલર ૧
નેકટાઈ ૧
રેશમી રૂમાલ ૧
ફેન્સી મોજાની જોડ ૧
ચપ્પુ ૧
કપડાં ઉપર નામ લખવાની પાકી સહી ૧
ફેન્સી કંગવો ૧
રેશમી દોરી ૧

ઉપર જણાવેલા નંબર ૧-૨-૩-૪ની સાથે તેની નીચે લખેલી વસ્તુઓ વગર કીમતે ઘડીઆળની સાથે બક્ષીસ આપવામાં આવશે. આ સિવાય અમારે ત્યાંથી ફેન્સી ક્લોક તથા સોના ચાંદીના દરેક જાતનાં વોચ તથા તેને લગતો દુરસ્તીનો સામાન વેચાતો મળશે તથા દુરસ્તીનું કામ કીફાયત ભાવે ખાત્રી પૂર્વક કરી આપવામાં આવશે.

સૂચના—બહારગામવાળાઓએ ઘડીઆળનો નંબર તથા પોતાનું સરનામું ચોકસ પોષ્ટ સાથે લખી મોકલવું. બહાર ગામથી મંગાવનારને પોષ્ટ તથા પેકીંગ ખર્ચ ઘડીઆળની કીમત ઉપરાંત પડશે. વધુ ખુલાસો નીચેને સરનામે પત્ર લખી મોકલવાથી મળશે તેની સાથે અડધા આનાની ટીકીટ મોકલવી.

મળવાનું ઠેકાણું, મણીલાલ લાલચંદ ઘડીઆળી
વડોદરા—અમદાવાદી પોળ સામે.

# केळवणी.

( ચાલુ પુ. ૫૦ પૃ. ૩૨૯ થી. )

**સંગતિ ને પ્રત્યક્ષ ને પરોક્ષ શિક્ષણ**—નીતિ કે અનીતિનાં આ રીતે વવાયલા બીજના પોષક કે શોષક સંગતિ ને શિક્ષણ છે. છોકરાં કેવી સોબત કરે છે તે પર માબાપે તથા શિક્ષકે લક્ષ આપવુ જરૂરનુ છે. સજ્જનની સંગતિથી સજ્જનના લક્ષણ આવે છે ને દુર્જનની સંગતિથી દુર્જનના લક્ષણ આવે છે સારા લક્ષણ આવતા વિલંબ થાય છે, પણ નઠારા લક્ષણ એકદમ ગ્રહણ કરાય છે ને વળગ્યા પછી છૂટવા મુશ્કેલ થઈ પડે છે. ગમે તેવા સત્પુરુષને પણ દુષ્ટની સંગતિનો પાશ લાગ્યા વિના રહેતો નથી, માટે છોકરા કોની ભાઈબંધી રાખે છે તે પર માબાપે તેમજ શિક્ષકે ધ્યાન આપવુ આવશ્યક છે. આ ફરજ જેટલી શિક્ષકની છે તેથી વિશેષ માબાપની છે. સંગતિ પછીની અસર શિક્ષણની કહી છે. નીતિનુ શિક્ષણ એ હાલ ઘણો ચર્ચાતો વિષય છે. મુંબઈમા ધાર્મિક ને નીતિવિષયક શિક્ષણ વિષે વિચાર કરવા કેળવણીખાતાના અમલદારો ને અન્ય વિદ્વાનોની પરિષદ્ એક વર્ષ પર મળી હતી. તેનો ટુંકામા વૃત્તાન્ત પતી વખતે ધાર્મિક ને નીતિવિષયક શિક્ષણ વિષે મેં મારા વિચારો 'શાળાપત્ર'મા દર્શાવ્યા છે. બંને શિક્ષણના બીજ ઘરમા વવાય છે. ધાર્મિક કેળવણી આપવામા સરકારને અનેક પ્રતિબન્ધો નડે છે. ખાનગી શાળાઓ એ વિષય ઉપાડી લઈ કામનાર વ્યવસ્થા કરે તેમા સરકારને કંઈ વાંધો નથી. નીતિનુ શિક્ષણ પ્રત્યક્ષ ને પરોક્ષ એ રીતે આપી શકાય છે પ્રત્યક્ષ શિક્ષણ નીતિવિષયક ખાસ પુસ્તક શિખવવાથી અપાય છે પરોક્ષ શિક્ષણ બીજા વિષયોના શિક્ષણમા પ્રસંગે પ્રસંગે આપી શકાય ત્યા નીતિ વિષે બોધ કરવાથી અપાય છે. સરકારી વાચનમાળામા નીતિના ઘણા પાઠો છે અન્ય પાઠોમા તેમજ ઇતિહાસાદિ વિષયોમા પણ ચતુર શિક્ષકને એવુ શિક્ષણ આપવાના અનેક પ્રસંગ મળે છે તેમજ સરકાર પણ એક ખાસ પુસ્તક તૈયાર કરાવે છે ને તેનુ ભાષાન્તર દેશી ભાષાઓમા થશે

**દાખલો ને ઉપદેશ**—પણ એ બધો ઉપદેશ છે ને 'પરોપદેશે

# केळवणी.

( ચાલુ પુ. ૫૦ પૃ. ૩૨૯ થી. )

**સંગતિ ને પ્રત્યક્ષ ને પરોક્ષ શિક્ષણ**—નીતિ કે અનીતિનાં આ રીતે વવાયલા બીજના પોષક કે શોષક સગતિ ને શિક્ષણ છે. છોકરાં કેવી સોબત કરે છે તે પર માબાપે તથા શિક્ષકે લક્ષ આપવુ જરૂરનુ છે. સજ્જનની સગતિથી સજ્જનના લક્ષણ આવે છે ને દુર્જનની સગતિથી દુર્જનના લક્ષણ આવે છે સારા લક્ષણ આવતા વિલબ થાય છે, પણ નઠારા લક્ષણ એકદમ ગ્રહણ કરાય છે ને વળગ્યા પછી છૂટતા મુશ્કેલ થઈ પડે છે. ગમે તેવા સત્પુરુષને પણ દુષ્ટની સગતિનો પાશ લાગ્યા વિના રહેતો નથી, માટે છોકરા કોની ભાઈબધી રાખે છે તે પર માબાપે તેમજ શિક્ષકે ધ્યાન આપવુ આવશ્યક છે. આ ફરજ જેટલી શિક્ષકની છે તેથી વિશેષ માબાપની છે. સગતિ પછીની અસર શિક્ષણની કહી છે. નીતિનુ શિક્ષણ એ હાલ ઘણો ચર્ચાતો વિષય છે. મુબઈમા ધાર્મિક ને નીતિવિષયક શિક્ષણ વિષે વિચાર કરવા કેળવણીખાતાના અમલદારો ને અન્ય વિદ્વાનોની પરિષદ્ એક વર્ષ પર મળી હતી. તેનો ટુકામા વૃત્તાન્ત પતી વખતે ધાર્મિક ને નીતિવિષયક શિક્ષણ વિષે મેં મારા વિચારો 'શાળાપત્ર'મા દર્શાવ્યા છે. બને શિક્ષણના બીજ ધર્મમા વવાય છે. ધાર્મિક કેળવણી આપવામા સરકારને અનેક પ્રતિબન્ધો નડે છે. ખાનગી શાળાઓ એ વિષય ઉપાડી લઈ કામનાર વ્યવસ્થા કરે તેમા સરકારને કઈ વાધો નથી. નીતિનુ શિક્ષણ પ્રત્યક્ષ ને પરોક્ષ બે રીતે આપી શકાય છે પ્રત્યક્ષ શિક્ષણ નીતિવિષયક ખાસ પુસ્તક શિખવવાથી અપાય છે પરોક્ષ શિક્ષણ બીજા વિષયોના શિક્ષણમા પ્રસગે પ્રસગે આપી શકાય ત્યા નીતિ વિષે બોધ કરવાથી અપાય છે. સરકારી વાચનમાળામા નીતિના ઘણા પાઠો છે અન્ય પાઠોમા તેમજ ઇતિહાસાદિ વિષયોમા પણ ચતુર શિક્ષકને એવુ શિક્ષણ આપવાના અનેક પ્રસગ મળે છે તેમજ સરકાર પણ એક ખાસ પુસ્તક તૈયાર કરાવે છે ને તેનુ ભાષાન્તર દેશી ભાષાઓમા થશે

**દાખલો ને ઉપદેશ**—પણ એ બધો ઉપદેશ છે ને ' **પરોપદેશે**

વાળવાં હોય તે દિશાએ વાળી શકાય છે, તેમના મન પર સંસ્કાર જલદી પાડી શકાય છે, ને તે સંસ્કાર જીવનપર્યન્ત રહે છે. તેમને સારી ટેવ પાડવાથી તેઓ દેશના કલ્યાણકર્તા થઈ પડે છે ને નઠારી ટેવ પાડવાથી નિકંદનકર્તા થઈ પડે છે. આ કારણથી શિક્ષકનો ધર્મ છે કે તેણે પોતાનું વર્તન ઘણા ઊંચા પ્રકારનું ને અનુકરણીય રાખવું. આવા નમુનાદાર શિક્ષકો હોય ને તેમને નીતિનો પ્રત્યક્ષ બોધ આપવાનું સોંપ્યું હોય તો તેથી વિશેષ લાભ થાય છે એ ખુલ્લુંજ છે. નીતિના પ્રત્યક્ષ બોધની જરૂર નથી કે તેથી કંઈ લાભ થશે નહિ એમ કહેવું ભૂલભરેલું છે. એવા પૂર્વપક્ષ તો દરેક શાસ્ત્રની વિરુદ્ધ લાવી શકાય. ટ્રેનિંગ કૉલેજમાં કેળવાયલા ન હોય ને શિક્ષણશાસ્ત્ર શીખ્યા ન હોય એવા કેટલાક શિક્ષકો કર્તવ્યનિષ્ઠા, ઉદ્યોગ, ને બુદ્ધિચાપલ્યથી કેટલાક શિક્ષિત શિક્ષકો કરતાં સારું કામ કરે, માટે શિક્ષણશાસ્ત્ર નિરુપયોગી છે એમ પ્રતિપાદન કરવું એ દેખીતુંજ ભૂલભરેલું છે; કેમકે એજ શિક્ષકો શિક્ષણશાસ્ત્ર શીખ્યા હોત તો વધારે સારી રીતે પોતાનું કામ કરી શકત એ નિર્વિવાદ છે. એજ પ્રમાણે ઉત્તમ શિક્ષકો પરોક્ષ શિક્ષણથી ને પોતાના શિષ્ટ આચારથી શિષ્યવર્ગ પર ઉત્તમ સંસ્કાર પાડે છે, તેની સાથે તેવાજ શિક્ષકો નીતિના ખાસ પુસ્તકમાંથી નીતિનો પ્રત્યક્ષ બોધ આપશે તો એ સંસ્કાર વધારે ઊંડા ને ચિરસ્થાયી કરશે.

**ઉપદેશવિરુદ્ધ વર્તનની હાનિ**—પણ અહિં એક ઘણીજ અગત્યની બાબત લક્ષમાં લેવાની છે. ઉપદેશકનું વર્તન ઉપદેશથી વિરુદ્ધ હશે તો ઉપદેશ વિફળ જશે એટલુંજ નહિ, પણ એથી અનેક પ્રકારની હાનિ થયા વિના રહેશે નહિ. નીતિસૂત્રો શુષ્ક થશે અને દાંભિકવૃત્તિને ઉત્તેજન મળશે. શિક્ષકના જેવા શિષ્ય પણ ઢોંગધાલુ ને મિથ્યાડંબર કરનાર થશે. બકવૃત્તિથી લોકોને કેમ ઠગવા તેનું આ પ્રમાણે બહુ સારું શિક્ષણ મળશે ને જે હેતુથી નીતિનો પ્રત્યક્ષ બોધ દાખલ કરવામાં આવ્યો હશે તે હેતુ નિષ્ફળ જશે. સ્માઈલ્સે એક દાખલો આપ્યો છે કે એક ઉપદેશક પ્રમાણિકતા વિષે ઉપદેશ કરતો હતો, પણ તેજ સમયે પોતાની બાંયમાં એક ચોરી આણેલું હંસનું બચ્ચું તેણે સંતાડ્યું હતું. આજ રીતે આપણે બાળકોને નીતિનો બોધ કરીએ ને તેમના વર્તન પર લક્ષ ન રાખીએ તો તે પણ એવુંજ હાનિકારક છે. આના સંબન્ધમાં એક દાખલો મુંબઈના મહેર-

વાળવાં હોય તે દિશાએ વાળી શકાય છે, તેમના મન પર સંસ્કાર જલદી પાડી શકાય છે, ને તે સંસ્કાર જીવનપર્યન્ત રહે છે. તેમને સારી ટેવ પાડવાથી તેઓ દેશના કલ્યાણકર્તા થઈ પડે છે ને નઠારી ટેવ પાડવાથી નિકંદનકર્તા થઈ પડે છે. આ કારણથી શિક્ષકનો ધર્મ છે કે તેણે પોતાનું વર્તન ઘણા ઊંચા પ્રકારનું ને અનુકરણીય રાખવું. આવા નમુનાદાર શિક્ષકો હોય ને તેમને નીતિનો પ્રત્યક્ષ બોધ આપવાનું સોંપ્યું હોય તો તેથી વિશેષ લાભ થાય છે એ ખુલ્લુંજ છે. નીતિના પ્રત્યક્ષ બોધની જરૂર નથી કે તેથી કંઈ લાભ થશે નહિ એમ કહેવું ભૂલભરેલું છે. એવા પૂર્વપક્ષ તો દરેક શાસ્ત્રની વિરુદ્ધ લાવી શકાય. ટ્રેનિંગ કૉલેજમાં કેળવાયલા ન હોય ને શિક્ષણશાસ્ત્ર શીખ્યા ન હોય એવા કેટલાક શિક્ષકો કર્તવ્યનિષ્ઠા, ઉદ્યોગ,ને બુદ્ધિચાપલ્યથી કેટલાક શિક્ષિત શિક્ષકો કરતાં સારૂં કામ કરે, માટે શિક્ષણશાસ્ત્ર નિરુપયોગી છે એમ પ્રતિપાદન કરવું એ દેખીતુંજ ભૂલભરેલું છે; કેમકે એજ શિક્ષકો શિક્ષણશાસ્ત્ર શીખ્યા હોત તો વધારે સારી રીતે પોતાનું કામ કરી શકત એ નિર્વિવાદ છે. એજ પ્રમાણે ઉત્તમ શિક્ષકો પરોક્ષ શિક્ષણથી ને પોતાના શિષ્ટ આચારથી શિષ્યવર્ગ પર ઉત્તમ સંસ્કાર પાડે છે, તેની સાથે તેવાજ શિક્ષકો નીતિના ખાસ પુસ્તકમાંથી નીતિનો પ્રત્યક્ષ બોધ આપશે તો એ સંસ્કાર વધારે ઊંડા ને ચિરસ્થાયી કરશે.

**ઉપદેશવિરુદ્ધ વર્તનની હાનિ**—પણ અહિં એક ઘણીજ અગત્યની બાબત લક્ષમાં લેવાની છે. ઉપદેશકનું વર્તન ઉપદેશથી વિરુદ્ધ હશે તો ઉપદેશ વિફળ જશે એટલુંજ નહિ, પણ એથી અનેક પ્રકારની હાનિ થયા વિના રહેશે નહિ. નીતિસૂત્રો શુષ્ક થશે અને દાંભિકવૃત્તિને ઉત્તેજન મળશે. શિક્ષકના જેવા શિષ્ય પણ ડોળઘાલુ ને મિથ્યાડંબર કરનાર થશે. બકવૃત્તિથી લોકોને કેમ ઠગવા તેનું આ પ્રમાણે બહુ સારૂં શિક્ષણ મળશે ને જે હેતુથી નીતિનો પ્રત્યક્ષ બોધ દાખલ કરવામાં આવ્યો હશે તે હેતુ નિષ્ફળ જશે. સ્માઈલ્સે એક દાખલો આપ્યો છે કે એક ઉપદેશક પ્રામાણિકતા વિષે ઉપદેશ કરતો હતો, પણ તેજ સમયે પોતાની બાંયમાં એક ચોરી આણેલું હંસનું બચ્ચું તેણે સંતાડ્યું હતું. આજ રીતે આપણે બાળકોને નીતિનો બોધ કરીએ ને તેમના વર્તન પર લક્ષ ન રાખીએ તો તે પણ એવુંજ હાનિકારક છે. આના સંબન્ધમાં એક દાખલો મુંબઈના મદ્રેસ-

(આ) હકાર—જે શબ્દોના ઉચ્ચારમાં હકાર આવે તે શબ્દોમાં તે દર્શાવવો કે નહિ. આ વિવાદગ્રસ્ત વિષયનો નિર્ણય કરતી વખતે નીચેની બાબતો લક્ષમાં રાખવા જેવી છેઃ—

(૧) ઉચ્ચાર પ્રમાણે ગુજરાતીમાં સર્વત્ર લખી શકાય છે? અન્ત્ય 'અ,' સમસ્ત પદના ઘટક અવયવોનો અન્ત્ય 'અ,' 'વૃત્તિ'માં ('કરશે,' 'કરનાર' જેવા શબ્દોમાં) પ્રકૃતિનો અન્ત્ય 'અ,' 'છોકરો' જેવા શબ્દોમાંનો 'અ' અનુચ્ચરિત કે ત્વરિતોચ્ચરિત છે, પણ તે લખાય છે. આ સ્થળોએ જોડણી ઉચ્ચારને અનુસરતી નથી.

(૨) 'અમે' જેવા શબ્દોમાં 'અમે' કે 'હમે' લખવાથી ઉચ્ચાર પ્રમાણે લખાય છે? જો તેમ થતું નથી, તો પ્રથમ રૂપ જે ભાષામાં રૂઢ થયું છે તેને કાઢી બીજું દાખલ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે?

(૩) હકાર જ્યાં જ્યાં ઉચ્ચરાતો હોય ત્યાં ત્યાં સર્વત્ર દર્શાવવો યુક્ત છે; કે કેટલેક સ્થળેજ?

(૪) સર્વત્ર ઇષ્ટ ધારશો તો 'જ્યારે,' 'જ્યાં' વગેરેમાં હકાર દર્શાવવો પડશે. એ દર્શાવવો ઇષ્ટ છે? એથી લેખનપદ્ધતિ સુગમ થશે કે દુર્ગમ થશે? સંસ્કૃત ભાષામાં પણ જ્યાં જ્યાં વૈકલ્પિક રૂપો છે ત્યાં સરળ રૂપોજ બહુધા માન્ય થયાં છે. सुधी+उपास्यः એની સંધિ પાણિનિના નિયમ પ્રમાણે ચાર રીતે થાય છેઃ—(૧) એક ધ્ ને એક ય્ (સામાન્ય રીતે માન્ય થયલી ને હાલ જે એક સર્વ શિષ્યવર્ગના જાણવામાં છે તે), (૨) બે ધ્ ને બે ય્, (૩) બે ધ્ ને એક ય્, ને (૪) એક ધ્ ને બે ય્. उद्+स्थानम् ની સંધિ उत्थानम् ને उत्थ्थानम् બંને પાણિનીય છે, તેમજ उद्+स्तम्भनम ની સંધિ उत्तम्भनम् ને उत्थ्तम्भनम् થાય છે; वर्तमान ને वर्त्तमान બંને રૂપો ખરાં છે; दधि ને मधु જેવા શબ્દોનાં એકવચનમાં इ ને उ અનુનાસિક ને અનનુનાસિક છે એવાં બે રૂપો છે; हरिम्+वन्दे ની સંધિ हरिं वन्दे ને हरिँवन्दे થાય છે. આ બધાં ને એવાં અનેક વૈકલ્પિક રૂપોમાંનાં સહેલાં રૂપોજ ભાષામાં પ્રચલિત થયાં છે. એટલુંજ નહિ, પણ गच्छन्ति, दन्त, कण्ठ, अङ्ग, अञ्जन, જેવા શબ્દોમાં અનુનાસિકજ પાણિનિના મત પ્રમાણે શુદ્ધ છે ને તે લખવો કંઈ બહુ અઘરો પણ નથી, છતાં એવા શબ્દોમાં હસ્તલિખિત પુસ્તકોમાં અનુ-

(આ) હકાર—જે શબ્દોના ઉચ્ચારમાં હકાર આવે તે શબ્દોમાં તે દર્શાવવો કે નહિ. આ વિવાદગ્રસ્ત વિષયનો નિર્ણય કરતી વખતે નીચેની બાબતો લક્ષમાં રાખવા જેવી છેઃ—

(૧) ઉચ્ચાર પ્રમાણે ગુજરાતીમાં સર્વત્ર લખી શકાય છે? અન્ત્ય 'અ,' સમસ્ત પદના ઘટક અવયવોનો અન્ત્ય 'અ,' 'વૃત્તિ'માં ('કરશે,' 'કરનાર' જેવા શબ્દોમાં) પ્રકૃતિનો અન્ત્ય 'અ,' 'છોકરો' જેવા શબ્દોમાંનો 'અ' અનુચ્ચરિત કે ત્વરિતોચ્ચરિત છે, પણ તે લખાય છે. આ સ્થળોએ જોડણી ઉચ્ચારને અનુસરતી નથી.

(૨) 'અમે' જેવા શબ્દોમાં 'અમે' કે 'હમે' લખવાથી ઉચ્ચાર પ્રમાણે લખાય છે? જો તેમ થતું નથી, તો પ્રથમ રૂપ જે ભાષામાં રૂઢ થયું છે તેને કાઢી બીજું દાખલ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે?

(૩) હકાર જ્યાં જ્યાં ઉચ્ચારાતો હોય ત્યાં ત્યાં સર્વત્ર દર્શાવવો યુક્ત છે; કે કેટલેક સ્થળેજ?

(૪) સર્વત્ર ઇષ્ટ ધારશો તો 'જ્યારે,' 'જ્યાં' વગેરેમાં હકાર દર્શાવવો પડશે. એ દર્શાવવો ઇષ્ટ છે? એથી લેખનપદ્ધતિ સુગમ થશે કે દુર્ગમ થશે? સંસ્કૃત ભાષામાં પણ જ્યાં જ્યાં વૈકલ્પિક રૂપો છે ત્યાં સરળ રૂપોજ બહુધા માન્ય થયાં છે. सुधी+उपास्यः એની સંધિ પાણિનિના નિયમ પ્રમાણે ચાર રીતે થાય છેઃ—(૧) એક ध् ને એક य् (સામાન્ય રીતે માન્ય થયલી ને હાલ જે એક સર્વ શિષ્યવર્ગના જાણવામાં છે તે), (૨) બે ध् ને બે य्, (૩) બે ध् ને એક य्, ને (૪) એક ध् ને બે य्. उद्+स्थानम् ની સંધિ उत्थानम् ને उत्थ्थानम् બંને પાણિનીય છે, તેમજ उद्+स्तम्भनम् ની સંધિ उत्तम्भनम् ને उत्थ्तम्भनम् થાય છે; वर्तमान ને वर्त्तमान બંને રૂપો ખરાં છે; दधि ને मधु જેવા શબ્દોનાં એકવચનમાં इ ને उ અનુનાસિક ને અનનુનાસિક છે એવાં બે રૂપો છે; हरिम्+चन्द्रे ની સંધિ हरिँ चन्द्रे ને हरिँश्चन्द्रे થાય છે. આ બધાં ને એવાં અનેક વૈકલ્પિક રૂપોમાંનાં સહેલાં રૂપોજ ભાષામાં પ્રચલિત થયાં છે. એટલું જ નહિ, પણ गच्छन्ति, दन्त, कण्ठ, अङ्ग, अञ्जन, જેવા શબ્દોમાં અનુનાસિકજ પાણિનિના મત પ્રમાણે શુદ્ધ છે ને તે લખવો કંઈ બહુ અઘરો પણ નથી, છતાં એવા શબ્દોમાં હસ્તલિખિત પુસ્તકોમાં અનુ-

( ઈ ) થયલો, થયેલો, થએલો-ઉચ્ચારને અનુસરતું કયું રૂપ છે ને કયું સ્વીકારવું યુક્ત છે ?

( ઉ ) મહાન્, વિદ્વાન્-આવા શબ્દોમાં નકાર ખોડો લખવો કે નહિ ? કેટલાક 'મહાન્'માં અન્સ 'અ' લખે છે ને 'જગત્'માં ને 'અર્થાત્' 'અકસ્માત્'માં લખતા નથી. આનું કારણ શોધી જે યોગ્ય લાગે તે કરશો કે માત્ર 'महाजनो येन गतः स पन्थाः' એ ન્યાયે વર્તશો ?

જોડણીનાં કેટલાંક વિવાદિત સ્થળો દર્શાવ્યાં. તે વિષે કેટલાક વિચાર પણ તમારી આગળ મૂક્યા. હવે લેખકવર્ગને વિજ્ઞપ્તિ એટલીજ છે કેઃ—

૧. સ્વતંત્ર વિચાર કરી નિયમો બાંધી તે પ્રમાણે વર્તો.

૨. માત્ર અનુકરણ કરવાથી 'मूढः परप्रत्ययनेयबुद्धिः' એ કાલિદાસનું વચન લાગુ પડશે એ લક્ષમાં રાખજો.

૩. નિયમો બાંધતી વખતે ગુજરાતી ભાષાનો વિસ્તાર અવશ્ય ધ્યાનમાં રાખજો. પારસીઓ ને મુસલમાનોનો ગુજરાતી ભાષના લેખકવર્ગમાંથી આપણાથી બહિષ્કાર થવાનો નથી એ વાત કદી ભૂલવા નહિ.

( ૪ ) નિયમો બાંધવામાં વ્યાવહારિક દૃષ્ટિ વિશેષ રાખવી. અમુક રૂપ શુદ્ધ લાગે તોપણ તેથી ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એમ હોય તો શુદ્ધ છતાં તે ન વાપરવું ને રૂઢ થયલાં-પ્રયોગપ્રવાહથી પ્રચલિત થયલાં-રૂપો કાયમ રાખવાં.

આ વિષય ઉપર વિસ્તારથી વિચાર દર્શાવવાનો આ પ્રસંગ નથી, માટે દિગ્દર્શન કરી હવે ભાષાશુદ્ધિના બીજા પેટા વિષય ઉપર આવું છું.

( અપૂર્ણ )

# પ્રાણિવર્ણન.

## ઊંટ.

આ પ્રાણી સંબંધી પદાર્થપાઠ આપવામાં મદદ કરે એવી સૂચનાઓ સને ૧૯૦૩ના ડીસેંબર માસના શાળાપત્રમાં અપાઈ ગઈ છે, તે પરથી તેના શરીરના અવયવોની તથા સંક્ષેપમાં આપેલી કેટલીક પરચુરણ બાબતોની માહીતી મળી શકશે. આ પ્રસંગે તેમાંનીજ કેટલીક હકીકતનો વિસ્તાર કરવામાં આવે છે, અને ઊંટના સ્વભાવ, બુદ્ધિ વગેરેના સંબંધમાં કેટલીક જાણવાલાયક બાબતો વિશેષમાં પૂરી પાડવામાં આવે છે.

(ઈ) થયલો, થયેલો, થએલો–ઉચ્ચારને અનુસરતું કયું રૂપ છે ને કયું સ્વીકારવું યુક્ત છે?

(ઉ) મહાન્, વિદ્વાન્–આવા શબ્દોમાં નકાર ખોડો લખવો કે નહિ? કેટલાક 'મહાન્'માં અન્ત્ય 'અ' લખે છે ને 'જગત્'માં ને 'અર્થાત્' 'અકસ્માત્'માં લખતા નથી. આનું કારણ શોધી જે યોગ્ય લાગે તે કરશો કે માત્ર '**महाजनो येन गतः स पन्थाः**' એ ન્યાયે વર્તશો?

જોડણીનાં કેટલાંક વિવાદિત સ્થળો દર્શાવ્યાં. તે વિષે કેટલાક વિચાર પણ તમારી આગળ મૂક્યા. હવે લેખકવર્ગને વિજ્ઞપ્તિ એટલીજ છે કેઃ—

૧. સ્વતંત્ર વિચાર કરી નિયમો બાંધી તે પ્રમાણે વર્તો.

૨. માત્ર અનુકરણ કરવાથી '**मूढः परप्रत्ययनेयबुद्धिः**' એ કાલિદાસનું વચન લાગુ પડશે એ લક્ષમાં રાખજો.

૩. નિયમો બાંધતી વખતે ગુજરાતી ભાષાનો વિસ્તાર અવશ્ય ધ્યાનમાં રાખજો. પારસીઓ ને મુસલમાનોનો ગુજરાતી ભાષાના લેખકવર્ગમાંથી આપણાથી બહિષ્કાર થવાનો નથી એ વાત કદી ભૂલવા નહિ.

(૪) નિયમો બાંધવામાં વ્યાવહારિક દૃષ્ટિ વિશેષ રાખવી. અમુક રૂપ શુદ્ધ લાગે તોપણ તેથી ભાષાનું સ્વરૂપજ બદલાઈ જાય એમ હોય તો શુદ્ધ છતાં તે ન વાપરવું ને રૂઢ થયલાં–પ્રયોગપ્રવાહથી પ્રચલિત થયલાં–રૂપો કાયમ રાખવાં.

આ વિષય ઉપર વિસ્તારથી વિચાર દર્શાવવાનો આ પ્રસંગ નથી, માટે દિગ્દર્શન કરી હવે ભાષાશુદ્ધિના બીજા પેટા વિષય ઉપર આવું છું.

(અપૂર્ણ)

---

# પ્રાણિવર્ણન.

## ઊંટ.

આ પ્રાણી સંબંધી પદાર્થપાઠ આપવામાં મદદ કરે એવી સૂચનાઓ સને ૧૯૦૩ના ડીસેંબર માસના શાળાપત્રમાં અપાઈ ગઈ છે, તે પરથી તેના શરીરના અવયવોની તથા સંક્ષેપમાં આપેલી કેટલીક પરચુરણ બાબતોની માહીતી મળી શકશે. આ પ્રસંગે તેમાંનીજ કેટલીક હકીકતનો વિસ્તાર કરવામાં આવે છે, અને ઊંટના સ્વભાવ, બુદ્ધિ વગેરેના સંબંધમાં કેટલીક જાણવાલાયક બાબતો વિશેષમાં પૂરી પાડવામાં આવે છે.

**ભાર ઊંચકવાની શક્તિ**—ભાર લધાવવાને બેસતી વખતે ઊંટના પગના થાપા, ઘુંટણ, ઘુંટી તથા પેટ વગેરેના જે જે ભાગો જમીનને અડકે છે, તે બધા ભાગ પર કઠણ ચામડીની ગાદી હોય છે, તેથી તેની ચામડીને જરા ઇજા થતી નથી આવી બક્ષીસોને પ્રમાણે ઊંટ ૬૦૦ થી ૧,૦૦૦ રતલ એટલે ૧૫ થી ૨૫ મણ સુધીનો બોજો ઊંચકવા છતા જરા પણ ભાર તને દબાતુ માલમ પડતું નથી

**ગતિ**—ઊંટનો વેગ કલાકે વધુમા વધુ આઠ દશ માઇલનો હોય છે, એટલે તેને ઝડપી પ્રાણીઓમાં ગણવુ યોગ્ય નથી, તોપણ તેની સહનશક્તિ એટલી તો ચમત્કારી છે કે તે જરૂર પડે એકની એક ચાલે વીસ કલાક સુધી અટકયા વગર રસ્તો કાપ્યુ જાય છે

**ખુંધ**—ઊંટની ખુંધને ઢેકા કહે છે. તે ચરબીનોજ બનેલો હોય છે. આરબ લોકો કહે છે તે વાસ્તવિક છે કે ઊંટ તેના ઢેકા પર જીવે છે; કારણ કે જેવી અને જેટલી મુસાફરી તેનીના રણમાં તે કરે છે અને ત્યાં ભૂખ તરસ વેઠે છે, તેના પ્રમાણમાં એ ઢેકો ઓછો ને ઓછો થતો જાય છે ઘણી લાંબી અને દુ ખદાયી મુસાફરી કર્યા પછી ઢેકો લગભગ બેસી જાય છે, અને લાંબા વખત સુધી તેને ખેડા બેઠાં સારો ખોરાક ખવડાવ વામા આવે નહિ ત્યાંસુધી તે અસલની સ્થિતિમા આવી શકતો નથી. એજ કારણથી આરબ જ્યારે મુસાફરીની તૈયારી કરે છે, ત્યારે ઊંટના ઢેકા પર ખાસ લક્ષ આપે છે, અને અત્યંત આતુરતા સાથે તેની તપાસ રા ખ્યા કરે છે.

**ઉપયોગ**—પહેલાના વખતમા સવારીમા, ભાર ઊંચકવામા, ભાર ખેંચવામાં, દસ્કરમા, તથા વેપારની ચીજો લાવવા લઈ જવામા-એમ અનેક રીતે ઊંટનો ઉપયોગ થતો લડાઇમા કોટના દરવાજા હાથી પાસે તોડાવતી વખતે દરવાજાના અણીદાર ખીલાઓથી હાથીને નુકસાન ન થાય તેટલા માટે દરવાજા પાસે ઊંટને ઊભુ રાખવામા આવતુ, અને પછી તેના પર હાથીને ધસાવતા, એટલે ઊંટને ખીલાઓ ભોકાતા ને તે મરણ પામતું અને હાથીને નુકસાન નહિ પહોચતુ. ઊંટની ખભા સુધીમાં ૭ આઠ ફુટ-ની ઊંચાઇને લીધે આ કામમા તે અનુકૂલ પડતુ ઊંટ આ ઉપરાંત બીજાં

**ભાર ઊંચકવાની શક્તિ**—ભાર લદાવવાને બેસતી વખતે ઊંટના પગના થાપા, ઘુંટણ, ઘુંટી તથા પેટ વગેરેના જે જે ભાગો જમીનને અડકે છે, તે બધા ભાગ પર કઠણ ચામડીની ગાદી હોય છે, તેથી તેની ચામડીને જરા ઇજા થતી નથી. આવી બક્ષીસોને પ્રભાવે ઊંટ ૬૦૦ થી ૧,૦૦૦ રતલ એટલે ૧૫ થી ૨૫ મણ સુધીનો બોજો ઊંચકવા છતાં જરા પણ ભાર તળે દબાતું માલમ પડતું નથી.

**ગતિ**—ઊંટનો વેગ કલાકે વધુમાં વધુ આઠ દસ માઇલનો હોય છે, એટલે તેને ઝડપી પ્રાણીમાં ગણવું યોગ્ય નથી; તોપણ તેની સહનશક્તિ એટલી તો ચમત્કારી છે કે તે જરૂર પડે એકની એક ચાલે વીસ કલાક સુધી અટક્યા વગર રસ્તો કાપ્યું જાય છે.

**ખુંધ**—ઊંટની ખુંધને ઢેકા કહે છે. તે ચરબીનોજ બનેલો હોય છે. આરબ લોકો કહે છે તે વાસ્તવિક છે કે ઊંટ તેના ઢેકા પર જીવે છે; કારણ કે જેવી અને જેટલી મુસાફરી રેતીના રણમાં તે કરે છે અને ત્યાં ભૂખ તરસ વેઠે છે, તેના પ્રમાણમાં એ ઢેકા ઓછો ને ઓછો થતો જાય છે. ઘણી લાંબી અને દુઃખદાયી મુસાફરી કર્યા પછી ઢેકા લગભગ બેસી જાય છે, અને લાંબા વખત સુધી તેને ખેડાં બેઠાં સારો ખોરાક ખવડાવવામાં આવે નહિ ત્યાંસુધી તે અસલની સ્થિતિમાં આવી શકતો નથી. એજ કારણથી આરબ જ્યારે મુસાફરીની તૈયારી કરે છે, ત્યારે ઊંટના ઢેકા પર ખાસ લક્ષ આપે છે, અને અત્યંત આતુરતા સાથે તેની તપાસ રાખ્યા કરે છે.

**ઉપયોગ**—પહેલાના વખતમાં સવારીમાં, ભાર ઊંચકવામાં, ભાર ખેંચવામાં, લશ્કરમાં, તથા વેપારની ચીજો લાવવા લઇ જવામાં–એમ અનેક રીતે ઊંટનો ઉપયોગ થતો. લડાઇમાં કોટના દરવાજા હાથી પાસે તોડાવતી વખતે દરવાજાના અણીદાર ખીલાઓથી હાથીને નુકસાન ન થાય તેટલા માટે દરવાજા પાસે ઊંટને ઊભું રાખવામાં આવતું, અને પછી તેના પર હાથીને ધસાવતા, એટલે ઊંટને ખીલાઓ ભોંકાતા ને તે મરણ પામતું અને હાથીને નુકસાન નહિ પહોંચતું. ઊંટની ખભા સુધીમાં ૭ સાત ફુટની ઊંચાઇને લીધે આ કામમાં તે અનુકૂલ પડતું. ઊંટ આ ઉપરાંત બીજાં

વડી શકે એટલા માટે આરબ લોકો નાનપણથી એને કેળવવા માંડે છે." નાનાં ઊંટનાં બચ્ચાંને પેટ નીચે પગ વળાવી બેસાડી રાખવામાં આવે છે, અને તેમના પર બોજો લાધવામાં આવે છે. ધીમે ધીમે જેમ જેમ બચ્ચું મોટું થતું જાય તેમ તેમ આ બોજો વધારતા જાય છે, તેનું ખાવાનું પણ કમી કરતા જાય છે, અને પછી થોડા દિવસને અંતરે આપતા જાય છે. આથી સહનશક્તિ ઘણી વધે છે.

**સ્વભાવ**—સહનશક્તિ વિશેષ હોવાથી સ્વાભાવિક રીતે એ પ્રાણીમાં ખામોશ ઘણી હોય છે, પરંતુ જો ખીજવાયું તો એને વેર વાળ્યા વગર ચેન વળતું નથી. એવું કહેવાય છે કે જ્યારે આરબ જાણે છે કે આ ઊંટ મારા પર ખીજવાયું છે, ત્યારે એને એક વિચિત્ર યુક્તિ કરવાની જરૂર પડે છે. તે ઊંટના રસ્તામાં એક લાકડી પર પોતાનાં પહેરવાનાં બધાં વસ્ત્ર મૂકી રાખે છે. ઊંટ તે જોઈ તેના ચીરેચીરા કરી નાખે છે, અને એમ કરવાથી પોતાના શત્રુને મારી નાખ્યો એમ સમજી શાંત પડી જાય છે.

કેટલીક વખત તો એટલેથી પણ તે સંતોષ પામતું નથી તે નીચેની વાત પરથી સમજાશે.

'એક વખત એક ઘાંચીએ ઘાણામાં ફરતા પોતાના ઊંટને ખૂબ માર્યું હશે. ઊંટ તે પરથી બહુ ખીજવાયું, પણ તેનો ધણી તે સમજી જવાથી સાવચેન રહેતો. ઘણા દહાડા એવી રીતે નીકળી જવાથી એમ લાગતું કે ઊંટને હવે એ સબંધી ખ્યાલ નહિ હોય; પરંતુ એક રાત્રે ઘાંચી ઊંચી જગ્યા પર સુતો હતો ત્યાંથી તેણે જોયું તો ઊંટ એક ખુણામાં માણસ સુતું હોય એવી રીતે પડેલા તેના વસ્ત્ર તરફ ઘાંચીજ સુતો છે એમ સમજી ધીમે ધીમે ગયું, અને તેના પર ખૂબ આળોટી વસ્ત્રના ચીરેચીરા કરી પોતાને સ્થાને આનંદ માનતું આવ્યું. એટલામાં ઘાંચી ઊઠીને કંઈક બોલ્યો, તે સાંભળી ઊંટે જાણ્યું કે વેર તો વળ્યું નહિ; તે પરથી એકદમ પોતાનું માથું અફાળી તેણે પ્રાણ છોડી દીધા.' બારીક સ્વભાવનો ખરેખર અદ્ભુત નમુનો!!

વડી શકે એટલા માટે આરબ લોકો નાનપણથી એને કેળવવા માંડે છે. નાનાં ઊંટનાં બચ્ચાંને પેટ નીચે પગ વળાવી બેસાડી રાખવામાં આવે છે, અને તેમના પર બોજો લાદવામાં આવે છે. ધીમે ધીમે જેમ જેમ બચ્ચું મોટું થતું જાય તેમ તેમ આ બોજો વધારતા જાય છે, તેનું ખાવાનું પણ કમી કરતા જાય છે, અને પછી થોડા દિવસને અંતરે આપતા જાય છે. આથી સહનશક્તિ ઘણી વધે છે.

**સ્વભાવ**—સહનશક્તિ વિશેષ હોવાથી સ્વાભાવિક રીતે એ પ્રાણીમાં ખામોશ ઘણી હોય છે, પરંતુ જો ખીજવાયું તો એને વેર વાળ્યા વગર ચેન વળતું નથી. એવું કહેવાય છે કે જ્યારે આરબ જાણે છે કે આ ઊંટ મારા પર ખીજવાયું છે, ત્યારે એને એક વિચિત્ર યુક્તિ કરવાની જરૂર પડે છે. તે ઊંટના રસ્તામાં એક લાકડી પર પોતાનાં પહેરવાનાં બધાં વસ્ત્ર મૂકી રાખે છે. ઊંટ તે જોઈ તેના ચીરેચીરા કરી નાખે છે, અને એમ કરવાથી પોતાના શત્રુને મારી નાખ્યો એમ સમજી શાંત પડી જાય છે.

કેટલીક વખત તો એટલેથી પણ તે સંતોષ પામતું નથી તે નીચેની વાત પરથી સમજાશે.

'એક વખત એક ઘાંચીએ ઘાણીમાં ફરતા પોતાના ઊંટને ખૂબ માર્યું હશે. ઊંટ તે પરથી બહુ ખીજવાયું, પણ તેનો ધણી તે સમજી જવાથી સાવચેત રહેતો. ઘણા દહાડા એવી રીતે નીકળી જવાથી એમ લાગતું કે ઊંટને હવે એ સંબંધી ખ્યાલ નહિ હોય; પરંતુ એક રાત્રે ઘાંચી ઊંચી જગ્યા પર સુતો હતો ત્યાંથી તેણે જોયું તો ઊંટ એક ખુણામાં માણસ સુતું હોય એવી રીતે પડેલા તેના વસ્ત્ર તરફ ઘાંચીજ સુતો છે એમ સમજી ધીમે ધીમે ગયું, અને તેના પર ખૂબ આળોટી વસ્ત્રના ચીરેચીરા કરી પોતાને સ્થાને આનંદ માનતું આવ્યું. એટલામાં ઘાંચી ઊઠીને કંઈક બોલ્યો, તે સાંભળી ઊંટે જાણ્યું કે વેર તો વળ્યું નહિ; તે પરથી એકદમ પોતાનું માથું અફાળી તેણે પ્રાણ છોડી દીધા.' ખારીલા સ્વભાવનો ખરેખર અદ્ભુત નમુનો!!

પોતાનાથી ઊતરના પુરુષનો સગ માધા કરી શકતો નથી, અને જે ૫ા૯ તથા હ પણ વડે ઊત ત ને પણ ચડાની શકે

**અનૃત**—'સત' એટલે 'સત્ય', અને 'અનૃત' એટલે 'અસત્ય' જુ શાણુ દિલમા જરા પણ પ્રવેશ કરવાથી કેવી અનર્થપરપરા ઉત્પન્ન કરે છે અને કેવા અધર્મના કાર્યો કરાવે છે તે કોઈની જાણબહાર ભાગ્યેજ હશે '**नानृतात्पातकं परम्**' અનૃત કરતા કોઈ મોટુ પાપજ નથી

અધર્મનુ સક્ષિપ્ત વર્ણન કરી ધર્મના ઉપર ગણાવેના ચારે ચરણોનો હવે વિસ્તાર કરે છે, ચોથી તથા પાચમી કડીઓમા સત્યના, છઠ્ઠી અને સાતમીમા દયાના, આઠમી, નવમી અને દશમીમા તપના, અને અગીઆરમીમા શૌચના સ્વરૂપનુ ઓળખાણ કરાવવામા આવ્યુ છે

(અપૂર્ણ)

---

## ગુજરાતી ભાષામાં વપરાતા અને બીજા કેટલાક અરબીફારસી શબ્દો.

### (લખનાર. અમીરમિયાં હમ્દૂમિયાં).

(ચાલુ પૃષ્ઠ ૩૪૬ થી)

જહાજ (અ) વહાણ

જાગીર (ફા) જા=જગા+ગીર ગિરિફ્તન=લેવુ ઉપરથી

જાજમ (તુ) જાજિમ ઉપરથી

જાજરૂ (ફા અ) જાયિજરૂર જાય=જગા+જરૂર જરૂરની જગા, આ શબ્દ ઉર્દુ ભાષામા વપરાય છે ફારસીમા વપરાતો નથી

જાદા (ફા) જાદન=પ્રસવ કરવો ઉપરથી જેમકે શાહજાદા, દોલતજાદા.

જાદે (અ) જ્યાદા વધારે

જાદુ (ફા) જાદૂ

જાન (ફા) જીવ

જાનમાલ (ફા અ) જાનોમાલ જાન (ફા) જીવ+માલ (અ) બનેની વચ્ચે ઉભયા વયો અવ્યય આવવાથી જાનોમાલ થાય છે, જેમકે આમોખાસ

જાપતો (અ) જાબિતા

પોતાનાથી ઊતરના પુરુષનો સંગ આપા કરી શકતો નથી, અને જે પ્યાર તથા ૨હ'પણુ વડે ઊતરતાને પણુ ચડાવી શકે.

**અનૃત**—'ઋત' એટલે 'સત્ય', અને 'અનૃત' એટલે 'અસત્ય'. જુઠાણું દિલમાં જરા પણ પ્રવેશ કરવાથી કેવી અનર્થપરંપરા ઉત્પન્ન કરે છે અને કેવાં અધર્મનાં કાર્યો કરાવે છે તે કોઈની જાણબહાર ભાગ્યેજ હશે. **' नानृतात्पातकं परम् '** અનૃત કરતાં કોઈ મોટું પાપજ નથી.

અધર્મનું સંક્ષિપ્ત વર્ણન કરી ધર્મના ઉપર ગણાવેલા ચારે ચરણોનો હવે વિસ્તાર કરે છે, ચોથી તથા પાંચમી કડીઓમાં સત્યના, છઠ્ઠી અને સાતમીમાં દયાના, આઠમી, નવમી અને દશમીમાં તપના, અને અગીઆરમીમાં શૌચના સ્વરૂપનું ઓળખાણ કરાવવામાં આવ્યું છે.

( અપૂર્ણ. )

---

# ગુજરાતી ભાષામાં વપરાતા અને બીજા કેટલાક અરબીફારસી શબ્દો.

### ( લખનાર. અમીરમિયાં હમ્દૂમિયાં ).

( ચાલુ પૃષ્ઠ ૩૪૬ થી ).

જહાજ ( અ. ) વહાણ.

જાગીર ( ફા. ) જા=જગા+ગીર. ગિરિફતન=લેવું ઉપરથી.

જાજમ ( તુ. ) જાજિમ ઉપરથી.

જાજરૂ ( ફા. અ. ) જાયિજરૂર. જાય=જગા+જરૂર જરૂરની જગા, આ શબ્દ ઉર્દૂ ભાષામાં વપરાય છે. ફારસીમાં વપરાતો નથી.

જાદા ( ફા. ) જાદન=પ્રસવ કરવો ઉપરથી. જેમકે શાહજાદા, દોલતજાદા.

જાદે ( અ. ) ઝિયાદા. વધારે.

જાદુ ( ફા. ) જાદૂ.

જાન ( ફા. ) જીવ.

જાનમાલ ( ફા. અ. ) જાનોમાલ. જાન ( ફા. ) જીવ+માલ ( અ. ) બંનેની વચ્ચે ઉભયાન્વયી અવ્યય આવવાથી જાનોમાલ થાય છે, જેમકે આબોહવા.

જાપતો ( અ. ) ઝાબિતા.

અને શિક્ષકને એ રચનાના પ્રમાણમાં ધારેલી અસર ઉત્પન્ન કરવાનું વધારે મુશ્કેલ માલમ પડે છે.

શિક્ષકની પ્રથમ ફરજ એ છે કે બાળકને જ્ઞાન કેવી રીતે મળે છે તથા જ્ઞાન એ શું છે એ બાબત પર થોડો પણ વિચાર કરવો જોઈએ. તે સિવાય તેણે કેળવણીનું કઠણ કામ માથે લેવું એ એક સાહસ છે. શિક્ષકનું કર્તવ્ય જ્ઞાન આપવાનું છે એટલે બાળકના મનનો વિકાસ કરવાનું છે; તેથી મન શું છે અને તેનો વિકાસ કેવી રીતે થાય છે એ જાણવું જરૂરનું છે; નહિ તો શિક્ષણનો મૂળ હેતુ સફળ થતો નથી, અને ફક્ત શબ્દજ્ઞાનથીજ સંતોષ પામવો પડે છે. તેમાં વળી શરીર અને મનની શક્તિનો કેટલો બધો ભોગ આપવો પડે છે!

કોઈ પણ પદાર્થ જાણવાને બે વસ્તુની જરૂર છે; મન અને તે પદાર્થ. કોઈ પદાર્થની અસર મન ઉપર થવાથી મન તેની છાપ ગ્રહણ કરે છે, અને આવી રીતે મન એ પદાર્થ જાણે છે. બાળકની આવી સ્વાભાવિક શક્તિ વિષે વિદ્વાનોમાં બે મત છે. કેટલાક પંડિતોનું એવું ધારવું છે કે બાળકનું મન પ્રથમ કેવળ નિષ્ક્રિય હોય છે, એટલે તેનામાં કંઈપણ મૂળથી ક્રિયા કરવાની શક્તિ હોતી નથી, બાહ્ય જગતના પદાર્થ અને બનાવો તેના ઉપર અસર કરે છે અને તેમની તે છાપ તેના મનમાં નોંધાય છે; એમ વારંવાર વસ્તુની છાપ મગજ પર પડવાથી જુદા જુદા પદાર્થનું જ્ઞાન તેને ધીમે ધીમે થાય છે. જેમ મીણ પર છાપ પાડવાથી તે છાપ સ્પષ્ટ આપણને જણાય છે, તેમ મન ઉપર અનુભવરૂપી કલમથી જુદી જુદી વસ્તુનું જ્ઞાન લખાય છે, ને તે સ્મરણશક્તિદ્વારા નોંધાઈ રહેવાથી આપણા જ્ઞાનનું ભંડોળ થાય છે. આ મત પ્રમાણે સર્વ બાળક જન્મે છે ત્યારે તેમના મનની શક્તિ સરખી હોય છે. જે કંઈ ફેર તેમનાં બુદ્ધિ અને નીતિબળમાં માલમ પડે છે તે બાહ્ય પ્રસંગોને લીધેજ છે. એકજ કુટુંબના બે બાળકને જુદી જુદી સ્થિતિમાં ઉછેરવાથી તેમના જીવન આખરે જુદીજ રીતે ઘડાય છે; બાહ્ય સંસર્ગથીજ સર્વ ભિન્નતા મનુષ્યના વિકાસમાં માલમ પડે છે. મૂળ શક્તિ સરખા પ્રમાણમાં હોય છે પણ માતાપિતા અને કુટુંબના સંસ્કાર જુદા જુદા હોય છે; તેમજ તેમની સંગતિ ને કેળવણી, ન્યાતજાત, અને દેશના વિચાર ને આચાર જુદા હોવાથી તેમની અસર

અને શિક્ષકને એ રચનાના પ્રમાણમાં ધારેલી અસર ઉત્પન્ન કરવાનું વધારે મુશ્કેલ માલમ પડે છે.

શિક્ષકની પ્રથમ ફરજ એ છે કે બાળકને જ્ઞાન કેવી રીતે મળે છે તથા જ્ઞાન એ શું છે એ બાબત પર થોડો પણ વિચાર કરવો જોઈએ. તે સિવાય તેણે કેળવણીનું કઠણ કામ માથે લેવું એ એક સાહસ છે. શિક્ષકનું કર્ત્તવ્ય જ્ઞાન આપવાનું છે એટલે બાળકના મનનો વિકાસ કરવાનું છે; તેથી મન શું છે અને તેનો વિકાસ કેવી રીતે થાય છે એ જાણવું જરૂરનું છે; નહિ તો શિક્ષણનો મૂળ હેતુ સફળ થતો નથી, અને ફક્ત શબ્દજ્ઞાનથીજ સંતોષ પામવો પડે છે. તેમાં વળી શરીર અને મનની શક્તિનો કેટલો બધો ભોગ આપવો પડે છે!

કોઈ પણ પદાર્થ જાણવાને બે વસ્તુની જરૂર છે; મન અને તે પદાર્થ. કોઈ પદાર્થની અસર મન ઉપર થવાથી મન તેની છાપ ગ્રહણ કરે છે, અને આવી રીતે મન એ પદાર્થ જાણે છે. બાળકની આવી સ્વાભાવિક શક્તિ વિષે વિદ્વાનોમાં બે મત છે. કેટલાક પંડિતોનું એવું ધારવું છે કે બાળકનું મન પ્રથમ કેવળ નિષ્ક્રિય હોય છે, એટલે તેનામાં કંઈપણ મૂળથી ક્રિયા કરવાની શક્તિ હોતી નથી, બાહ્ય જગતના પદાર્થ અને બનાવો તેના ઉપર અસર કરે છે અને તેમની તે છાપ તેના મનમાં નોંધાય છે; એમ વારંવાર વસ્તુની છાપ મગજ પર પડવાથી જુદા જુદા પદાર્થનું જ્ઞાન તેને ધીમે ધીમે થાય છે. જેમ મીણ પર છાપ પાડવાથી તે છાપ સ્પષ્ટ આપણને જણાય છે, તેમ મન ઉપર અનુભવરૂપી કલમથી જુદી જુદી વસ્તુનું જ્ઞાન લખાય છે; ને તે સ્મરણશક્તિદ્વારા નોંધાઈ રહેવાથી આપણા જ્ઞાનનું ભંડોળ થાય છે. આ મત પ્રમાણે સર્વ બાળક જન્મે છે ત્યારે તેમના મનની શક્તિ સરખી હોય છે. જે કંઈ ફેર તેમનાં બુદ્ધિ અને નીતિબળમાં માલમ પડે છે તે બાહ્ય પ્રસંગોને લીધેજ છે. એકજ કુટુંબના બે બાળકને જુદી જુદી સ્થિતિમાં ઉછેરવાથી તેમના જીવન આખરે જુદીજ રીતે ઘડાય છે; બાહ્ય સંસર્ગથીજ સર્વ ભિન્નતા મનુષ્યના વિકાસમાં માલમ પડે છે. મૂળ શક્તિ સરખા પ્રમાણમાં હોય છે પણ માતાપિતા અને કુટુંબના સંસ્કાર જુદા જુદા હોય છે; તેમજ તેમની સંગતિ ને કેળવણી, ન્યાતજાત, અને દેશના વિચાર ને આચાર જુદા હોવાથી તેમની અસર

પ્રબળ બાબત છે. બાહ્ય જગતના પદાર્થ એ મનને ફક્ત ખોરાકરૂપ છે; પણ તે તેમા ભૂખ ઉત્પન્ન કરી શકતા નથી. જેમ બીને ગરમી, હવા, અજવાળુ, ભિનાશ, અને જમીનતળની જરૂર પડે છે તેમ મનને ભિન્ન ભિન્ન વસ્તુના સંસ્કારની જરૂર છે, પણ તેથી જેમ બીમા રહેલુ ગુપ્ત ઝાડનુ સ્વરૂપ તદ્દન બદલાઇ જતુ નથી, તેમ બાળકના મનની શક્તિમા મોટો ફેરફાર થઈ શકતો નથી. જો બાહ્ય સંસ્કાર તેને અનુકૂળ હોય તોજ કંઈ ફેરફાર થઈ શકે છે આ ઉપરથી એ નિર્ણય ઉપર આવી શકીએ કે બાળકની સ્વાભાવિક શક્તિ ઘણી પ્રબળ હોય છે, અને બાહ્ય સંસ્કારની અસર તેના ઉપર આપણે ઇચ્છીએ તેટલા પ્રમાણમાં થઈ શકતી નથી.

કેળવણીકારનો મોટો ભાગ બાળકની સ્વાભાવિક શક્તિનો મત ગ્રહણ કરે છે. કિન્ડર્ગાર્ટનપદ્ધતિનો સંસ્થાપક ફ્રોબેલ તે વિષે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવે છે—"મનુષ્યજીવનનો ખાસ હેતુ તેનામા જે દિવ્ય અંશ છે તેનો સ્પષ્ટ અને પૂર્ણ અનુભવ કરવાનો છે," "તેનામા જે દૈવી તત્ત્વ છે તેનો અનુભવ એ મનુષ્યનો પરમ પુરુષાર્થ સફળ થવા આવશ્યક છે." ફ્રોબેલ આવા મનથી શિક્ષણપદ્ધતિનો ઉદ્દેશ 'આંતર શક્તિનો બાહ્ય આવિર્ભાવ" છે એમ સાબીત કરે છે. સર્વ કેળવણીનો હેતુ બાળકની સ્વતપ્રવૃત્તિદ્વારા મનની જાગૃતિથી ગુપ્ત શક્તિને ખિલવવાનો છે. આપણે જરા વધારે ઊંડો વિચાર કરીશુ તો માલમ પડશે કે દરેક વસ્તુમા તેની અંદર વ્યક્તિત્વ હોય છે. મનુષ્ય પણ વ્યક્તિત્વથી પોતાનુ જીવન ટકાવી શકે છે અને વ્યવહાર ચલાવે છે. આ વ્યક્તિત્વ તે તેના સ્વભાવ સિવાય કંઈ નથી અને જીવનનો તેમજ કેળવણીનો હેતુ આ તેના સ્વભાવને વધારે ખિલવવાનો છે. જ્યાંસુધી વ્યક્તિત્વની ખિલવણી થતી નથી ત્યાંસુધી તેને જોઈતુ સુખ કે આનંદ મળતા નથી. શિક્ષણનો ખરો હેતુ બાળકના સ્વભાવને પ્રદર્શિત કરવાનો છે. બાળકનું વ્યક્તિત્વ ખિલવવાને માટે તેની આંતર પ્રકૃતિને ઉત્તેજન આપવુ એ મુખ્ય સાધન છે. આથી કરીને દરેક વસ્તુના સ્વભાવનો વિકાસ એજ કુદરતનો હેતુ છે, અને જ્યારે તે સફળ થાય છે ત્યારે તે વસ્તુ પોતાનુ જીવન અનુભવે છે એમ કહી શકાય છે, તેથી બાળકનામાં સ્વાભાવિક શક્તિ

પ્રબળ બાબત છે. બાહ્ય જગતના પદાર્થ એ મનને ફક્ત ખોરાકરૂપ છે; પણ તે તેમાં ભૂખ ઉત્પન્ન કરી શકતાં નથી. જેમ બીને ગરમી, હવા, અજવાળું, ભિનાશ, અને જમીનતળની જરૂર પડે છે તેમ મનને ભિન્ન ભિન્ન વસ્તુના સંસ્કારની જરૂર છે; પણ તેથી જેમ બીમાં રહેલું ગુપ્ત ઝાડનું સ્વરૂપ તદ્દન બદલાઈ જતું નથી, તેમ બાળકના મનની શક્તિમાં મોટો ફેરફાર થઈ શકતો નથી. જો બાહ્ય સંસ્કાર તેને અનુકૂળ હોય તોજ કંઈ ફેરફાર થઈ શકે છે. આ ઉપરથી એ નિર્ણય ઉપર આવી શકીએ કે બાળકની સ્વાભાવિક શક્તિ ઘણી પ્રબળ હોય છે, અને બાહ્ય સંસ્કારની અસર તેના ઉપર આપણે ઇચ્છીએ તેટલા પ્રમાણમાં થઈ શકતી નથી.

કેળવણીકારનો મોટો ભાગ બાળકની સ્વાભાવિક શક્તિનો મત ગ્રહણ કરે છે. કિન્ડર્ગાર્ટનપદ્ધતિનો સંસ્થાપક ફ્રોબેલ તે વિષે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવે છેઃ—"મનુષ્યજીવનનો ખાસ હેતુ તેનામાં જે દિવ્ય અંશ છે તેનો સ્પષ્ટ અને પૂર્ણ અનુભવ કરવાનો છે," "તેનામાં જે દૈવી તત્ત્વ છે તેનો અનુભવ એ મનુષ્યનો પરમ પુરુષાર્થ સફળ થવા બ- રોબર છે." ફ્રોબેલ આવા મતથી શિક્ષણપદ્ધતિનો ઉદ્દેશ "આંતર શ- ક્તિનો બાહ્ય આવિર્ભાવ" છે એમ સાબીત કરે છે. સર્વ કેળવ- ણીનો હેતુ બાળકની સ્વતઃપ્રવૃત્તિદ્વારા મનની જાગૃતિથી ગુપ્ત શક્તિને ખિલવવાનો છે. આપણે જરા વધારે ઊંડો વિચાર કરીશું તો માલમ પ- ડશે કે દરેક વસ્તુમાં તેની એકતા– વ્યક્તિત્વ હોય છે. સઘળી વસ્તુ વ્યક્તિત્વથી પોતાનું જીવન ટકાવી શકે છે અને વ્યવહાર ચલાવે છે. આ વ્યક્તિત્વ તે તેના સ્વ–ભાવ સિવાય કંઈ નથી અને જીવનનો તેમજ કેળવણીનો હેતુ આ તેના સ્વભાવને વધારે ખિલવવાનો છે. જ્યાંસુધી વ્યક્તિત્વની ખિલવણી થતી નથી ત્યાંસુધી તેને જોઈતું સુખ કે આનંદ મળતાં નથી. શિક્ષણનો ખરો હેતુ બાળકના સ્વભાવને પ્રદર્શિત કરવાનો છે. બાળકનું વ્યક્તિત્વ ખિલવવાને માટે તેની આંતર પ્રકૃતિને ઉત્તેજન આપવું એ મુખ્ય સાધન છે. આવી રીતે દરેક વસ્તુના સ્વભાવનો વિકાસ એજ કુદરતનો હેતુ છે, અને જ્યારે તે સફળ થાય છે ત્યારે તે વસ્તુ પોતાનું જીવન અનુભવે છે એમ કહી શકાય છે; તેથી બાળકનામાં સ્વાભાવિક શક્તિ

ત્યારે બાળકનામાં સ્વાભાવિક રીતે શકિતનાં બીજ અમુક પ્રમાણમાં હોય છે તે ઉપરથી આપણો પુરુષાર્થ તે પારબ્ધને સફળ કરવા તરફ હોવો જોઈએ, એટલુંજ નહિ પણ તેને અનુકૂળ રહી આપણે આપણી પ્રવૃત્તિ ચલાવવી જોઈએ. જેટલા પ્રમાણમાં પારબ્ધનું બળ હોય છે, તેટલા પ્રમાણમાંજ પુરુષાર્થ કરવું જોઈએ. કેટલીક વખત પુરુષાર્થનું ફળ તરત આવતું નથી. તેનું કારણ પ્રારબ્ધનું વિશેષ બળ છે. બીજી બાબત એ છે કે કેળવણીની પદ્ધતિમાં બાળકની મનોવૃત્તિને અનુકૂળ આપણું શિક્ષણ કરવું જોઈએ અને બહારથી ગમે તેમ સંસ્કાર ભરવા તેને બદલે તેની વૃત્તિને જાગ્રત્ કરી તે પોતાનાં અવલોકન અને વિચાર મારફત જાતમહેનતથી જ્ઞાન સંપાદન કરે એ વધારે લાભકારક છે. કેળવણીનું ઘણું ઉપયોગી સૂત્ર "અંતરમાંથી બહાર" તે આ વિચારનુંજ પરિણામ છે. ઉપર જણાવ્યું છે તેમ મનના સ્વરૂપના ખ્યાલ ઉપર કેળવણીનો હેતુ અને તેની પદ્ધતિનો આધાર છે; તેથી જો બાળમનને નિષ્ક્રિય કેવળ જડરૂપ માનીએ તો એ ફલિત થાય છે કે શિક્ષકે વિદ્યાર્થીના મનને બરોબર જાગ્રત્ કર્યા સિવાય ગમે તેમ બહારથી સંસ્કાર ભરવા જોઈએ ને તેને વિચાર કરતાં શિખવવાને બદલે તેની યાદશક્તિને વધારે કસવાની જરૂર છે. ભણતર કે ગોખણ એ તેનું ફળ આવે છે. પણ કેળવણીનો હેતુ એ છે કે બાળકે જાતે વસ્તુનું અવલોકન કરવું જોઈએ; તેના ગુણદોષનો વિચાર કરી તેના મુકાબલા અને તફાવત ઉપરથી તેને જાતે અનુમાન તારવવાની ટેવ પડવી જોઈએ, ને તે અનુમાનને વ્યવહારમાં મૂકી તેનો સત્ય નિર્ણય કરવો. યથાર્થ જ્ઞાન મેળવવાનો આ સહેલો ને સરળ રસ્તો છે.

**મુળજીભાઇ હીરાલાલ ચોકશી. એમ. એ.**

---

# આબુ પર્વત.

**તોટક વૃત્ત.**

રચના કંઈ આબુગિરિની કહું, રચના દીઠી ચિત્ર વિચિત્ર બહુ;
રચના રચનારીય કુદરતની, બલિહારી શું ગાઉં હું આબુ તણી.

**એકત્રીસા સવૈયા અથવા લાવણી.**

સ્વભાવ સિદ્ધ આબુ પર્વત આ, રમણીય ને શોભા ધરનાર,
દેવળવાડે એક ધ્યાનનો ભંગ ન કરશે મનોવિકાર;

ત્યારે બાળકનામાં સ્વાભાવિક રીતે શક્તિનાં બીજ અમુક પ્રમાણમાં હોય છે તે ઉપરથી આપણો પુરુષાર્થ તે પારબ્ધને સફળ કરવા તરફ હોવો જોઈએ, એટલુંજ નહિ પણ તેને અનુકૂળ રહી આપણે આપણી પ્રવૃત્તિ ચલાવવી જોઈએ. જેટલા પ્રમાણમાં પારબ્ધનું બળ હોય છે, તેટલા પ્રમાણમાંજ પુરુષાર્થ કરવું જોઈએ. કેટલીક વખત પુરુષાર્થનું ફળ તરત આવતું નથી. તેનું કારણ પ્રારબ્ધનું વિશેષ બળ છે. બીજી બાબત એ છે કે કેળવણીની પદ્ધતિમાં બાળકની મનોવૃત્તિને અનુકૂળ આપણું શિક્ષણ કરવું જોઈએ અને બહારથી ગમે તેમ સંસ્કાર ભરવા તેને બદલે તેની વૃત્તિને જાગ્રત કરી તે પોતાનાં અવલોકન અને વિચાર મારફત જાતમહેનતથી જ્ઞાન સંપાદન કરે એ વધારે લાભકારક છે. કેળવણીનું ઘણું ઉપયોગી સૂત્ર "અંતરમાંથી બહાર" તે આ વિચારનુંજ પરિણામ છે. ઉપર જણાવ્યું છે તેમ મનના સ્વરૂપના ખ્યાલ ઉપર કેળવણીનો હેતુ અને તેની પદ્ધતિનો આધાર છે; તેથી જો બાળમનને નિષ્ક્રિય કેવળ જડરૂપ માનીએ તો એ ફલિત થાય છે કે શિક્ષકે વિદ્યાર્થીના મનને બરોબર જાગ્રત્ કર્યા સિવાય ગમે તેમ બહારથી સંસ્કાર ભરવા જોઈએ ને તેને વિચાર કરતાં શિખવવાને બદલે તેની યાદશક્તિને વધારે કસવાની જરૂર છે. ભણતર કે ગોખણ એ તેનું ફળ આવે છે. પણ કેળવણીનો હેતુ એ છે કે બાળકે જાતે વસ્તુનું અવલોકન કરવું જોઈએ; તેના ગુણદોષનો વિચાર કરી તેના મુકાબલા અને તફાવત ઉપરથી તેને જાતે અનુમાન તારવવાની ટેવ પડવી જોઈએ, ને તે અનુમાનને વ્યવહારમાં મૂકી તેનો સત્ય નિર્ણય કરવો. યથાર્થ જ્ઞાન મેળવવાનો આ સહેલો ને સરળ રસ્તો છે.

મુળજીભાઇ હીરાલાલ ચોકશી. એમ. એ.

# આબુ પર્વત.

**તોટક વૃત્ત.**

રચના કંઈ આબુગિરિની કહું, રચના રૂડી ચિત્ર વિચિત્ર બહુ;
રચના રચનારીય કુદરતની, બલિહારી શું ગાઉં હું આબુ તણી.

**એકત્રીસા સવૈયા અથવા લાવણી.**

સ્વભાવ સિદ્ધ આબુ પર્વત આ, રમણીય ને શોભા ધરનાર,
દેલવાડે એક ધ્યાનનો ભંગ ન કરશે મનોવિકાર;

રમણીય નગે શોભે ચારુ દેલવાડ તે,
અન્ય દેખાવ આનંદી, રસિકો માત્ર જાણને ૧૩

માઉંટ આબુ તા ૨૦-૩-૦૯ પોપટલાલ કેવળચંદ શાહ.
રાજકોટ.

## આબુનું વર્ણન.

લખનાર પોપટલાલ કેવળચંદ શાહ. રાજકોટ.

"જહે આબુજીરી છાયા, વહે પ્રભુજીરી માયા"

જે દેવળોએ દુનિયાની પ્રજાને શિલ્પકળાનો ઉત્તમ નમુનો દેખાડ્યો છે, જે દેવળોએ નકશી કામમાં હિંદને સર્વોપરિ ઠરાવ્યું છે, જે દેવળોનું કોતરણીકામ યુરોપના મોટા મોટા શિલ્પશાસ્ત્રીઓને સાનંદાશ્ચર્ય પમાડે છે, જે દેરાઓના ગભારા તથા સભામંડપ મુસાફર કે યાત્રાળુઓની આંખોને ઠંડક આપે છે તે દેલવાડાના દેરા ધરાવનારો આબુ પર્વત ખરેખર ખાસ જોવા લાયક છે "જીવ્યા ત્યાંના જોયું ભલું" એ કહેવત સહૃદયપણાથી અંકિત થયેલા આવા સ્થળો ખરી પાડી આપે છે

વસ્તુપાળ તેજપાળના એક દહેરાના સભામંડપના ઘુમટનું ચિત્ર તો આ આંખની કીકીમાં હમેશા પ્રતિબિંબિત જ રહેશે એ અટકાણુ ઘુમટનો અર્ધ ખીલેલા કમળના ગુચ્છ જેવો ભાગ નિહાળીને જોવા જેવો છે તેનો ફટોગ જેવો વળગેલો ભાગ એવો પાતળો, પારદર્શક, અને બારીકીથી કોતરેલો છે કે તે જોઈને હિંદની તે વખતની ઉત્તમ શિલ્પકળાને માટે મોઢામાંથી ધન્યવાદના ઉદ્ગારો અનાયાસે નીકળી જાય છે, અને જે મહાન આનંદ આપણું નિષ્પન્ન થાનું અને જ્ઞાન તે વખતે અગ્રગણ્યમાં પદ આવે છે તો આંખમાં બે આંસુ પણ આવી જાય છે

આબુ ઉપરના આંખને આનંદ પમાડનારા અને આપણું ચકિત કરનારા દેલવાડાના દેવળોમાં નકશી કામ તથા ધાર્મિક દેખાવના ચિત્રો ઉપરાંત રસુલેનના યુદ્ધોનું આલેખન, વહાણવટી અને વ્યાપારીઓને વહાલ ઉપજાવનારા ચિત્રો, જાનવરથી ભરેલા જગતના વરઘોડાના વિચિત્ર દેખાવો, ચક્ષુઇંદ્રિયને સ્પષ્ટતાથી પ્રદર્શિત કરનારા ચિત્રો ઇત્યાદિ જોઈ જર્મન અને ઇટાલિયન મુસાફરો સ્તબ્ધ થઈ ગયા છે તો પછી તેનનાથી વિશેષ સાર્વ-

રમણીય નગે શોભે ચારુ દેલવાડ઼ે તે;
અન્ય દેખાવ આનંદી, રસિકો માત્ર જાણશે. ૧૩

માઉંટ આબુ. તા. ૨૦-૩-૦૯ પોપટલાલ કેવળચંદ શાહ.
રાજકોટ.

## આબુનું વર્ણન.

### લખનાર પોપટલાલ કેવળચંદ શાહ. રાજકોટ.

"જેકે આબુકરી છાયા, વેકે પ્રભુકરી માયા."

જે દેવળોએ દુનિયાની પ્રજાને શિલ્પકળાનો ઉત્તમ નમુનો દેખાડ્યો છે, જે દેવળોએ નકશી કામમાં હિંદને સર્વોપરિ ઠરાવ્યું છે, જે દેરાંનું કોતરણીકામ યુરોપના મોટા મોટા શિલ્પશાસ્ત્રીઓને સાનંદાશ્ચર્ય પમાડે છે, જે દેવળોના ગભાર તથા સભામંડપ મુસાફર કે યાત્રાળુઓની આંખોને ઠંડક આપે છે તે દેલવાડાનાં દેરાં ધરાવનારો આબુ પર્વત ખરેખર ખાસ જોવા લાયક છે. "છવ્યા કરતાં જોયું ભલું" એ કહેવત સૃષ્ટિસૌંદર્યથી અંકિત થયલાં આવાં સ્થળો ખરી પાડી આપે છે.

વસ્તુપાળ તેજપાળના એક દહેરાના સભામંડપના ઘુમટનું ચિત્ર તો આ આંખની કીકીમાં હમેશાં પ્રતિબિંબિતજ રહેછે. એ અષ્ટકોણ ઘુમટનો અર્ધ ખીલેલા કમળના ગુચ્છા જેવો ભાગ નિહાળીને જોવા જેવો છે. તેનો કટોરા જેવો વળગેલો ભાગ એવો પાતળો, પારદર્શક, અને બારીકીથી કોતરેલો છે કે તે જોઈને હિંદની તે વખતની ઉત્તમ શિલ્પકળાને માટે મોઢામાંથી ધન્યવાદના ઉદ્ગારો અનાયાસે નીકળી જાય છે, અને જો કદાચ આજનું આપણું શિલ્પકળાનું મંદ જ્ઞાન તે વખતે સરખામણીમાં યાદ આવે છે તો આંખમાં બે આંસુડાં પણ આવી જાય છે.

આબુ ઉપરના આંખને આનંદ પમાડનારાં અને આપણને ચકિત કરનારાં દેલવાડાનાં દેવળોમાં નકશી કામ તથા ધાર્મિક દેખાવનાં ચિત્રો ઉપરાંત રણક્ષેત્રનાં યુદ્ધોનું આલેખન, વહાણવટી અને વ્યાપારીઓને વહાલ ઉપજાવનારાં ચિત્રો, જંગલથી ભરેલા જગતના વ્યવહારના વિવિધ દેખાવો, સૃષ્ટિસૌંદર્યને સ્પષ્ટતાથી પ્રદર્શિત કરનારાં ચિત્રો ઇત્યાદિ જોઈ જર્મન અને ઇટાલિયન મુસાફરો સ્તબ્ધ થઈ ગયા છે તો પછી તેમનાથી વિશેષ કાર્ય-

નીચેની ખીણોનો અને ઝાડ પાનોનો નજરે પડતો સુંદર દેખાવ ઇત્યાદિથી જોનારના મનને એ પર્વત ઘણો આનંદદાયક લાગે છે.

આ પર્વત ઉપર બુદ્ધિશાળી ઋષિઓનાં આશ્રમસ્થાનો તથા તીર્થંકર જેવા પવિત્ર પ્રભુઓનાં દેરાંઓ આવેલાં છે અને હાલ તે રજપુતાનાના ઑનરેબલ એજંટ ટુ ધિ ગવર્નર જનરલનું હેડક્વાર્ટર હોઈ અંગ્રેજ સરકારના ડાહ્યા ડાહ્યા અમલદારો તથા રજપુતાનાના રાજાઓ ઉનાળામાં ત્યાં આવી રહે છે.

આબુ પર્વત પુરાણી અને પવિત્ર જગાઓથી ભરેલો છે. પ્રાચીનકાળમાં દેવતાઓ આ પર્વત ઉપર રહેતા હતા અને જ્યારે અચળગઢના ઊંચા ભાગ ઉપર આવેલા પવિત્ર તળાવને કાંઠે આશ્રય લઈ ત્યાં ન્યાહતો ઉકાવતા ત્યારે ઋષિઓ, ભક્તો, અને સતો ગુફાઓમાં તથા એકાંતિક જગ્યાઓમાં ભજનકીર્તનમાં તત્વચિંતનમાં અને ધ્યાનતપશ્ચર્યામાં પોતાનો કાળ નિર્ગમન કરતા. આ પ્રમાણે આબુ જેમ તત્વચિંતનમાં રાચી રહેલા તીર્થંકરોના યાત્રાસ્થળ તરીકે પ્રસિદ્ધ થયલું છે તેમ તે જૂના વખતમાં દેવતાઓના સામાન્ય રહેઠાણ તરીકે પણ પ્રસિદ્ધ થયલું છે.

આ પર્વતની ઉત્પત્તિના સંબંધમાં એક પૌરાણિક દંતકથા એવી છે કે હાલ આબુ પર્વત જે જગ્યાએ ઊભો છે તે જગ્યા શિવજીને બહુ વહાલી હતી અને સુવર્ણયુગમાં હિંદુઓના તેત્રીશ કરોડ દેવતાઓ ત્યાં આનંદમંગળ કરવા આવતા. અરવલીથી છૂટી પડેલી એ જગ્યાએ એક સપાટ મેદાન હતુ અને તેમાં તાગ નહિ આવી શકે એવી ઉંડાઈની એક મોટી ફાટ હતી. એક દિવસ વસિષ્ઠ મુનિની કામધેનુ ગાય તે તરફ ગઈ અને તે ફાટમાં પડી ગઈ. તેને બહાર કાઢવા મુનિએ એ વખતે પવિત્ર સરસ્વતી નદીની સહાય માગી. સરસ્વતી નદી ત્યાં આવી અને ચમત્કારી રીતે જળ એ ફાટમાં છલોછલ ઉપર થઈને વહેવા લાગ્યું. તે જળમાં એ ગાય જમીન ઉપર આવી. ફરીથી આવો કોઈ બનાવ ન બને માટે હમેશની એ મુશ્કેલી દૂર કરવા મુનિએ શિવજીને અરજ કરી. શિવજીએ હિમાલયના માલિક હિમાચળને અરજ કરવા કહ્યું. વસિષ્ઠે તે પ્રમાણે કર્યું. હિમાચળે તેની વિનતિ સ્વીકારી અને પોતાના અચળ પુત્રોને બોલાવી કહ્યું કે અરવલી પાસેના સપાટ મેદાન પર પડેલી ઊંડી ફાટ પુરી ત્યાં જવાને મારો કયો પુત્ર રાજી

નીચેની ખીણોનો અને ઝાડ પાનોનો નજરે પડતો સુંદર દેખાવ ઇત્યાદિથી જોનારના મનને એ પર્વત ઘણો આનંદદાયક લાગે છે.

આ પર્વત ઉપર બુદ્ધિશાળી ઋષિઓનાં આશ્રમસ્થાનો તથા તીર્થંકર જેવા પવિત્ર પ્રભુઓનાં દેરાંઓ આવેલાં છે અને હાલ તે રજપુતાનાના ઑનરેબલ એજંટ ટુ ધિ ગવર્નર જનરલનું હેડક્વાર્ટર હોઈ અંગ્રેજ સરકારના ડાહ્યા ડાહ્યા અમલદારો તથા રજપુતાનાના રાજાઓ ઉનાળામાં ત્યાં આવી રહે છે.

આબુ પર્વત પુરાણી અને પવિત્ર જગાઓથી ભરેલો છે. પ્રાચીનકાળમાં દેવતાઓ આ પર્વત ઉપર રહેતા હતા અને જ્યારે અચળગઢના ઊંચા ભાગ ઉપર આવેલા પવિત્ર તળાવને કાંઠે આશ્રય લઈ ત્યાં જ્યાફતો ઉડાવતા ત્યારે ઋષિઓ, ભકતો, અને સંતો ગુફાઓમાં તથા એકાંતિક જગાઓમાં ભજનકીર્તનમાં તત્ત્વચિંતનમાં અને ધ્યાનતપશ્ચર્યામાં પોતાનો કાળ નિર્ગમન કરતા. આ પ્રમાણે આબુ જેમ તત્ત્વચિંતનમાં રાચી રહેલા તીર્થંકરોના યાત્રાસ્થળ તરીકે પ્રસિદ્ધ થયલું છે તેમ તે જૂના વખતમાં દેવતાઓના સામાન્ય રહેઠાણ તરીકે પણ પ્રસિદ્ધ થયલું છે.

આ પર્વતની ઉત્પત્તિના સંબંધમાં એક પૌરાણિક દંતકથા એવી છે કે હાલ આબુ પર્વત જે જગ્યાએ ઊભો છે તે જગ્યા શિવજીને બહુ વહાલી હતી અને સુવર્ણયુગમાં હિંદુઓના તેત્રીશ કરોડ દેવતાઓ ત્યાં આનંદમંગળ કરવા આવતા. અરવલીથી છૂટી પડેલી એ જગ્યાએ એક સપાટ મેદાન હતું અને તેમાં તાગ નહિ આવી શકે એવી ઉંડાઈની એક મોટી ફાટ હતી. એક દિવસ વસિષ્ઠ મુનિની કામધેનુ ગાય તે તરફ ગઈ અને તે ફાટમાં પડી ગઈ. તેને બહાર કાઢવા મુનિએ એ વખતે પવિત્ર સરસ્વતી નદીની સહાય માગી. સરસ્વતી નદી ત્યાં આવી અને ચમત્કારી રીતે જગ એ ફાટમાં છલોછલ ઉપર થઈને વહેવા લાગ્યું. તે જળમાં એ ગાય જમીન ઉપર આવી. ફરીથી આવો કોઈ બનાવ ન બને માટે હમેશની એ મુશ્કેલી દૂર કરવા મુનિએ શિવજીને અરજ કરી. શિવજીએ હિમાલયના માલિક હિમાચળને અરજ કરવા કહ્યું. વસિષ્ઠે તે પ્રમાણે કર્યું. હિમાચળે તેની વિનતિ સ્વીકારી અને પોતાના અચળ પુત્રોને બોલાવી કહ્યું કે અરવલી પાસેના સપાટ મેદાન પર પડેલી ઊંડી ફાટ પુરી ત્યાં જવાને મારો કયો પુત્ર રાજી

## રોલાવૃત.

*ચાલો મિત્રો આજ, આપણે ગમ્મત કરીએ;
આખો આજ ભૂગોળ, નિર્ખી દિગ્વર્ણન કરીએ. ૧

અનુકૂળ અને પ્રતિકૂળ કુદરત.

જગકર્તાએ જુઓ, કરી છે રચના કેવી ?
કો સ્થળ અધિક ઉદાર, કયાંક કંજુસના તેવી. ॥ ૨ ॥
વળી કહિં જન વ્યવહાર-તણી [2]સગવડ બહુ આપી;
બીજે પર્વત તણી, આડ નાખી ઊથાપી. ॥ ૩ ॥

પૂર્વ દિશાનો દિગ્પાળ પૂર્વ ગોળાર્ધનું વર્ણન કરે છે.

અમો [3]પૂર્વ દિગ્પાળ, પૂર્વ ગોળાર્ધ ફરીને;
વદીએ સૂચુશો સર્વે, મુસાફરી લક્ષ ધરીને. ॥ ૪ ॥
આ ઊગમતો સૂર્ય, દિશાને છે દીપાવે;
તે ગમ જાતાં સદા, બહુ આનદ અપાવે. ॥ ૫ ॥

બધા કરતાં પાસિફિક મોટો, છતાં તે તોફાની નથી.

મોટો પાસિફિક, મહાસાગર જગ માંહી;
પણ તે શાન્ત જણાય, મહા-ગુણુ જ્યમ જન માંહી.॥ ૬ ॥
આ પામેનો ખડ, એશિઆ સૌથી મોટો;
વસ્તી ને વિસ્તાર વિષે, બીજો નહિ જોટો. ॥ ૭ ॥

હિન્દનું કુદરતી રક્ષણુ.

આખી દુનિયા માંય, હિમાલય પર્વત ઊંચો,
બરફ તણો ભાર, દાંતનો વાજે કૂચો. ॥ ૮ ॥

---

*બંનેને દિગ્પાળ કહેલા છે. પ્રથમ બંને સાથે ગાય છે. અને ચોથી કડીથી પૂર્વનો દિગ્પાળ પૂર્વ ગોળાર્ધનું સંક્ષિપ્ત વર્ણન કરે છે, પૉઇન્ટર વડે અને ચેષ્ટાથી પોતાનું કામ બજાવે છે, ત્યાંસુધી-પશ્ચિમનો દિગ્પાળ જરા દૂર ઊભોઊભો નિરીક્ષણુ કરતો હોય તેવો દેખાવ કરે છે.

૧ કોઈ સ્થળમાં સોના રૂપાની કે હીરાની ખાણો હોય છે-અને બીજે સ્થળે મુદલ મીઠું પાણી પણુ મળતુ નથી.

૨ વેપારની સગવડ માટે મહાસાગર. બીજે ઠેકાણે વચ્ચે પર્વતો આવેલા હોવાથી એ સગવડ બંધ થઈ છે.

૩ પૂર્વદિશાનો (પૂર્વ ગોળાર્ધ) નો દિગ્પાળ (મુસાફર).

### રોલાવૃત.

*ચાલો મિત્રો આજ, આપણે ગમ્મત કરીએ;
આખો આજ ભૂગોળ, નિર્ખી દિગ્વર્ણન કરીએ. ૧

અનુકૂળ અને પ્રતિકૂળ કુદરત.

જગકર્તાએ જુઓ, કરી છે રચના કેવી?
કો સ્થળ અધિક ઉદાર, કયાંક કંજુસતા તેવી. ॥ ૨ ॥
વળી કંહિ જન વ્યવહાર-તણી [2]સગવડ બહુ આપી;
બીજે પર્વત તણી, આડ નાખી ઉથાપી. ॥ ૩ ॥

પૂર્વ દિશાનો દિગ્પાળ પૂર્વ ગોળાર્ધનું વર્ણન કરે છે.

અમો [3]પૂર્વ દિગ્પાળ, પૂર્વ ગોળાર્ધ ફરીને;
વદીએ સૂણશો સર્વે, મુસાફરી લક્ષ ધરીને. ॥ ૪ ॥
આ ઊગમતો સૂર્ય, દિશાને છે દીપાવે;
તે ગમ જાતાં સદા, બહુ આનંદ અપાવે. ॥ ૫ ॥

બધા કરતાં પાસિફિક મોટો, છતાં તે તોફાની નથી.

મોટો પાસિફિક, મહાસાગર જગ માંહી;
પણ તે શાન્ત જણાય, મહા-ગુણ જયમ જન માંહી.॥ ૬ ॥
આ પાસેનો ખંડ, એશિઆ સૌથી મોટો;
વસતી ને વિસ્તાર વિષે, બીજો નહિ જોટો. ॥ ૭ ॥

હિન્દનું કુદરતી રક્ષણ.

આખી દુનિયા માંય, હિમાલય પર્વત ઊંચો,
બરફ તણો ભંડાર, દાંતનો વાજે કૂચો. ॥ ૮ ॥

---

*બંનેને દિગ્પાળ કહેલા છે. પ્રથમ બંને સાથે ગાય છે. અને ચોથી કડીથી પૂર્વનો દિગ્પાળ પૂર્વ ગોળાર્ધનું સંક્ષિપ્ત વર્ણન કરે છે, પૉઈન્ટર વડે અને ચેષ્ટાથી પોતાનું કામ બજાવે છે, ત્યાંસુધી-પશ્ચિમનો દિગ્પાળ જરા દૂર ઊભોઊભો નિરીક્ષણ કરતો હોય તેવો દેખાવ કરે છે.

૧ કોઈ સ્થળમાં સોના રૂપાની કે હીરાની ખાણો હોય છે-અને બીજે સ્થળે મુદલ મીઠું પાણી પણ મળતું નથી.

૨ વેપારની સગવડ માટે મહાસાગર. બીજે ઠેકાણે વચ્ચે પર્વતો આવેલા હોવાથી એ સગવડ બંધ થઈ છે.

૩ પૂર્વદિશાનો (પૂર્વ ગોળાર્ધ) નો દિગ્પાળ (મુસાફર).

તાતારી ભય થકી, ભીત બાંધી મોટી છે;
ન મળે બીજે ક્યાંઈ, ખાઈ એવી ખોદી છે. ॥ ૧૮ ॥

ચીનનો હુન્નર જૂના વખતથી જાણીતો છે. એ દેશે અગમચેતી વાપ-
રાનુને અટકાવવા કોટ બાંધી ખાઈ ખોદેલી હજી મોજુદ છે.

ખલાસી-હોકાયત્ર, કળા સૌ પ્હેલી અહીંથી,
દાંતનું કોતરકામ, ચીન વાસણ પણ જહીંથી. ॥ ૧૯ ॥
આર્યભૂમિ કે હિન્દ, દેશ છે બહુ રસાળો;
હીરા મોતી અને, ખેતીમાં અતિ કસાળો. ॥ ૨૦ ॥
મુંબાઈ મોટું શેહેર, એશિઆ માંહી ગણાતું;
વેપારીના યોગ વડે, બહુ જે વખણાતું. ॥ ૨૧ ॥

જ્યોતિષીઓ અને પંડિતોનું ખાસ સ્થાન.

ઉજ્જન [1]જ્યોતિષીઆર્થ, પ્હેલુ રેખાંશ ગણે છે;
વિક્રમ કેરૂં શહેર, ઘણુ પ્રખ્યાત ઠરે છે. ॥ ૨૨ ॥

કુદરતની કૃપા.

ચેરાપુંજી અહીં, અધિક વરસાદ પડે છે;
પન્ના ને દક્ષિણ, હીરા માણેક જડે છે. ॥ ૨૩ ॥

જૂની કારીગરીવાળું દિલ્હી ને તેનો જીર્ણોદ્ધાર.

દિલ્હી હિન્દનું તખ્ત, ઓળખાતુ મોગલથી;
જોવા જેવુ બન્યું, કૈસરે હિન્દ અમલથી. ॥ ૨૪ ॥

હિન્દનું હાલનું પાયતખ્ત.

હુગલી તીરે રાજ્ય, રૂડુ શોભે કલકત્તા;
હિન્દ તણા હાકેમ, ગવર્નર જનરલ સત્તા. ॥ ૨૫ ॥

આન્દામાનમાં પોર્તબ્લેર.

સમુદ્ર પારની સજા, કહે કોઈ કાળું પાણી;
આ પોર્ટબ્લેર તે આજ, સજાની હદ જ્યાં વાળી. ॥ ૨૬ ॥

સિલોન, લંકા, કે સિંહલદ્વીપ.

સિલોન લંકા જુઓ, બેટ છે જે સોનાળો;
રાવણ કેરો દ્વીપ, કીમતી નીપજ વાળો. ॥ ૨૭ ॥

(અપૂર્ણ)

---

૧ જૂના વખતમાં પહેલુ રેખાંશ ઉજ્જન ગણાતું.

તાતારી ભય થકી, ભીંત બાંધી મોટી છે;
ન મળે બીજે ક્યાંઈ, ખાઈ એવી ખોદી છે. ॥ ૧૮ ॥

ચીનનો હુન્નર જૂના વખતથી જાણીતો છે. એ દેશે અગમચેતી વાપરી શત્રુને અટકાવવા કોટ બાંધી ખાઈ ખોદેલી હજી મોજુદ છે.

ખલાસી-હોકાયંત્ર, કળા સૌ પ્હેલી અહીંથી,
દાંતનું કોતરકામ, ચીન વાસણ પણ જહીંથી. ॥ ૧૯ ॥
આર્યભૂમિ કે હિન્દ, દેશ છે બહુ રસાળો;
હીરા મોતી અને, ખેતીમાં અતિ કસાળો. ॥ ૨૦ ॥
મુંબઈ મોટું શેહેર, એશિઆ માંહી ગણાતું;
વેપારીના યોગ વડે, બહુ જે વખણાતું. ॥ ૨૧ ॥

જ્યોતિષીઓ અને પંડિતોનું ખાસ સ્થાન.

ઉજ્જન [1]જ્યોતિષીઆર્ય, પ્હેલું રેખાંશ ગણે છે;
વિક્રમ કેરૂં શહેર, ઘણું પ્રખ્યાત ઠરે છે. ॥ ૨૨ ॥

કુદરતની કૃપા.

ચેરાપુંજી અહીં, અધિક વરસાદ પડે છે;
પન્ના ને દક્ષિણ, હીરા માણેક જડે છે. ॥ ૨૩ ॥

જૂની કારીગરીવાળું દિલ્હી ને તેનો જીર્ણોદ્ધાર.

દિલ્હી હિન્દનું તખ્ત, ઓળખાતું મોગલથી;
જોવા જેવું બન્યું, કૈસરે હિન્દ અમલથી. ॥ ૨૪ ॥

હિન્દનું હાલનું પાયતખ્ત.

હુગલી તીરે રાજ્ય, રૂડું શોભે કલકત્તા;
હિન્દ તણા હાકેમ, ગવર્નર જનરલ સત્તા. ॥ ૨૫ ॥

આન્દામાનમાં પોર્તબ્લેર.

સમુદ્ર પારની સજા, કહે કોઈ કાળું પાણી;
આ પોર્ટબ્લેર તે આજ, સજાની હદ જ્યાં વાળી. ॥ ૨૬ ॥

સિલોન, લંકા, કે સિંહલદ્વીપ.

સિલોન લંકા જુઓ, બેટ છે જે સોનાળો;
રાવણ કેરો દ્વીપ, કીમતી નીપજ વાળો. ॥ ૨૭ ॥

( અપૂર્ણ )

---

૧ જૂના વખતમાં પહેલું રેખાંશ ઉજ્જન ગણાતું.

દશક્રોઈ મોજે ઇસનપુરની લોકલ બોર્ડ સ્કૂલનો આસિસ્ટંટ માસ્તર નાનાલાલ મહાશંકર ગયે વર્ષે નડિયાદ મધ્યસ્થળે લેવાયલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં મણિલાલ લલ્લુભાઈને બદલે બેઠો હતો. બંનેના ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું, અને તા. ૨૪ મી જુલાઈ ૧૯૧૧ ને રોજ બંને ગુનેગાર ઠર્યા હતા; નાનાલાલ મહાશંકર ઇંડિયન પીનલ કોડના સેકશન ૪૧૯ તથા ૪૬૫ મુજબ, અને મણિલાલ લલ્લુભાઈ એજ કોડના સેકશન ૪૧૯, ૪૬૫–૧૦૯, ૪૬૮, અને ૪૭૧ મુજબ. નાનાલાલ મહાશંકરને દરેક સેકશન મુજબ ત્રણ મહિનાની સાદી કેદની, અને મણિલાલ લલ્લુભાઈને દરેક સેકશન મુજબ નવ મહિનાની સખત મજુરી સાથેની કેદની સજા થઈ છે. બંનેની બાબતમાં સજા સાથે લગી ભોગવવાની છે.

નાનાલાલ મહાશંકરને નોકરી પરથી દૂર કર્યાની તારીખથી ખાતા માંથી બર્તરફ કરવામાં આવ્યો છે, અને સરકારે મંજૂર કરેલી કોઈ પણ નિશાળમાં તેને ફરીથી નોકર રાખવામાં નહિ આવે.

અમદાવાદ,
સપ્ટેંબર ૧૯૧૧.

F. W. Marrs.
Ag. Educational Inspector.
N. D.

---

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૯ મી સપ્ટેંબર ૧૯૧૧ ના હુકમ નં. ૯૭૫૮ ઉપરથી ).

ભૂગોળવિદ્યાનાં મૂળતત્વો ( તેમાં મૂકેલા શુદ્ધિપત્ર સાથેના ) ભાગ પહેલાની રૂ. ૦–૩–૦ ની કિંમતવાળી ૧૯૧૧ ની આવૃત્તિ બીજી, તથા આરોગ્યવિદ્યાની રૂ. ૦–૧–૩ ની કિંમતવાળી ૧૯૧૧ ની વચગાળે કાઢેલી વધારાની આવૃત્તિ મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન તરફથી મંજૂર થઈ છે; અને મેશર્સ. ચિમનલાલ ચુનીલાલની કંપનીને એ ચોપડીઓ નિશાળોમાં તથા જાહેરમાં આપવાની પરવાનગી આપવામાં આવી છે.

( સહી ) F. W. Marrs,
Ag. Educational Inspector,
N. D.

---

દશક્રોઈ મોજે ઇસનપુરની લોકલ બોર્ડ સ્કૂલનો આસિસ્ટંટ માસ્તર નાનાલાલ મહાશંકર ગયે વર્ષે નડિયાદ મધ્યસ્થળે લેવાયલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં મણિલાલ લલ્લુભાઈને બદલે બેઠો હતો. બંનેના ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું, અને તા. ૨૪ મી જુલાઈ ૧૯૧૧ ને રોજ બંને ગુનેગાર ઠર્યા હતા; નાનાલાલ મહાશંકર ઇંડિયન પીનલ કોડના સેકશન ૪૧૯ તથા ૪૬૫ મુજબ, અને મણિલાલ લલ્લુભાઈ એજ કોડના સેકશન ૪૧૯, ૪૬૫-૧૦૯, ૪૬૮, અને ૪૭૧ મુજબ. નાનાલાલ મહાશંકરને દરેક સેકશન મુજબ ત્રણ મહિનાની સાદી કેદની, અને મણિલાલ લલ્લુભાઈને દરેક સેકશન મુજબ નવ મહિનાની સખત મજુરી સાથેની કેદની સજા થઈ છે. બંનેની બાબતમાં સજા સાથે લગી ભોગવવાની છે.

નાનાલાલ મહાશંકરને નોકરી પરથી દૂર કર્યાની તારીખથી ખાતા માંથી બર્તરફ કરવામાં આવ્યો છે, અને સરકારે મંજૂર કરેલી કોઈ પણ નિશાળમાં તેને ફરીથી નોકર રાખવામાં નહિ આવે.

અમદાવાદ,
સપ્ટેંબર ૧૯૧૧.

F. W. Marrs.
Ag. Educational Inspector.
N. D.

---

( મે. ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૯ મી સપ્ટેંબર ૧૯૧૧ ના હુકમ નં. ૯૭૫૮ ઉપરથી ).

ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વો ( તેમાં મૂકેલા શુદ્ધિપત્ર સાથેના ) ભાગ પહેલાની રૂ. ૦-૩-૦ ની કિંમતવાળી ૧૯૧૧ ની આવૃત્તિ બીજી, તથા આરોગ્યવિદ્યાની રૂ. ૦-૧-૩ ની કિંમતવાળી ૧૯૧૧ ની વચગાળે કાઢેલી વધારાની આવૃત્તિ મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન તરફથી મંજૂર થઈ છે; અને મેસર્સ. ચિમનલાલ ચુનીલાલની કંપનીને એ ચોપડીઓ નિશાળોમાં તથા જાહેરમાં આપવાની પરવાનગી આપવામાં આવી છે.

( સહી ) F. W. Marrs,
Ag. Educational Inspector,
N. D.

---

**કોડાય સ્કૂલ**—માંડવીના શેઠ નેમીદાશ હેમરાજના પુત્ર ભીમજીએ ઇનામ વહેંચ્યું રૂ. ૩૯—૮—૦ **સુંદરા કન્યાશાળા**—શેઠ ખોજા લધુભાઈ અબ્દુલા ઇનામ રૂ. ૧૧—૮—૦ **ગોધરા સ્કૂલ**—માંડવીના શા. મૂળજી મેઘજી ઇનામ રૂ. ૧૩—૪—૦ **અંજાર સ્કૂલ તથા નાઇટ સ્કૂલ**—દોશી મોણસિંહ હરખચંદ ઇનામ રૂ. ૬—૦—૦

**ભરૂચ વિભાગ**—મ્યુ. **છીપવાડ સ્કૂલ** શેઠ નરભેરામ કપુરચંદ રૂા. ૯-૮-૦, શેઠ નાથુભાઇ માણેકચંદ રૂા. ૯-૮-૦, રા. ગોરધનદાસ, લક્ષ્મણદાસ રૂા. ૮-૧૨-૦, રા. મહમદજી કાળાભાઈ રૂા. ૪) રા. લાલભાઈ ગોવિંદભાઈ રૂા. ૩) તથા જુદા જુદા ગૃહસ્થો રૂ. ૮) ઇનામ તથા પરબ સારૂ વાસણ. **કુકરવાડા**—જુદા જુદા ગૃહસ્થો રૂા. ૧૨) સ્કૂલના મળી.

**સુરત વિભાગ—**

સુરત—**નદરાકર કન્યાશાળા**—શેઠ રીખવલાલ વજેચંદ રૂા. ૩) પતાસાં, **મ્યુ.** નં. **૧૧**—શેઠ અહમદ મુસાજી રૂા. ૧૮) પેંડા, તથા રૂા. ૧૫) સંગ્રહસ્થના સારૂ શેઠ. અહમદ સુલેમાન રૂા. ૪-૧૦-૦ મીઠાઈ તથા રૂા. ૨-૧૪-૦ મ્યુઝીઅમની ચીજો સારૂં.

**અમદાવાદ વિભાગ—**

અમદાવાદ—મ્યુ. સ્કૂ નં. ૨ સોમનાથ ભુધરદાસ રૂા. ૧૧-૧૨-૦ ચાંદીના મેડલ, મ્યુ. સ્કૂ. નં. ૧૧ પરિખ. કેવળદાસ ત્રીભોવનદાસ રૂા. ૫-૧૨-૦ મીઠાઈ, સ્કૂ. ન. ૨૫ ફરીદુદ્દીન હિસામુદ્દિન ચીશતી રૂ. ૧૦) ઇનામ, સ્કૂ ન. ૪૬ સ્કુલ કમિટિના મેમ્બર રૂા. ૪-૪-૦ ઇનામ.

**રાજપીપળા વિભાગ—**

કરાંઠા—રા. કેસુર દાજીભાઈ રૂા. ૫-૨-૯ ચોપડીઓ, **ઓળીગામ**—અમીન દાદાભાઈ ઉમેદભાઈ રૂા. ૧૧-૮-૯, અમીન ડાયાભાઇ ઓત્તમભાઈ રૂા. ૫) કાપડ-શાકર-**લાછરસ**—કન્યાશાળા પા. અમીન ગોર્ધનભાઈ ગોપાળભાઈ રૂા. ૧૫) ઇનામ.

**કાઠિયાવાડ વિભાગ—**

ચુંદા—ગામલોકો રૂ ૧૬-૮-૯ ઇનામ, સાકર, રૂા. ૨૪) સ્કૂલ જમાડી તથા કાપડ.

**કોડાય સ્કૂલ**—માંડવીના શેઠ નેમીદાશ હેમરાજના પુત્ર ભીમજીએ ઇનામ વહેંચ્યું રૂ. ૩૯—૮—૦ **સુંદરા કન્યાશાળા**—શેઠ ખોજા લધુભાઈ અબ્દુલા ઇનામ રૂ. ૧૧—૮—૦ **ગોધરા સ્કૂલ**—માંડવીના શા. મૂળજી મેઘજી ઇનામ રૂ. ૧૩—૪—૦ **અંજાર સ્કૂલ તથા નાઇટ સ્કૂલ**—દોશી મોણુસિંહ હરખચંદ ઇનામ રૂ. ૬—૦—૦

**ભરૂચ વિભાગ**—**મ્યુ. છીપવાડ સ્કૂલ** શેઠ નરભેરામ કપુરચંદ રૂા. ૯-૮-૦, શેઠ નાથુભાઇ માણેકચંદ રૂા. ૯-૮-૦, રા. ગોરધનદાસ, લક્ષ્મણુદાસ રૂા. ૮-૧૨-૦, રા. મહુમદજી કાળાભાઈ રૂા. ૪) રા. લાલભાઈ ગોવિંદભાઈ રૂા. ૩) તથા જુદા જુદા ગૃહસ્થો રૂા. ૮) ઇનામ તથા પરબ સારૂ વાસણ. **કુકરવાડા**—જુદા જુદા ગૃહસ્થો રૂા. ૧૨) સ્કૂલના મળી.

**સુરત વિભાગ**—

સુરત—**નંદશંકર કન્યાશાળા**—શેઠ શીખવલાલ વજેચંદ રૂા. ૩) પતાસાં, **મ્યુ. નં. ૧૧**—શેઠ અહમદ મુસાજી રૂા. ૧૮) પેંડા, તથા રૂા. ૧૫) સંગ્રહસ્થના સારૂં શેઠ. અહમદ સુલેમાન રૂા. ૪-૧૦-૦ મીઠાઈ તથા રૂા. ૨-૧૪-૦ મ્યુઝીઅમની ચીજો સારૂં.

**અમદાવાદ વિભાગ**—

અમદાવાદ-મ્યુ. સ્કૂ નં. ૨ સોમનાથ ભુધરદાસ રૂા. ૧૧-૧૨-૦ ચાંદીના મેડલ, મ્યુ. સ્કૂ. નં. ૧૧ પરિખ. કેવળદાસ ત્રીભોવનદાસ રૂા. ૫-૧૨-૦ મીઠાઈ, સ્કૂ. નં. ૨૫ ફરીદુદ્દીન હિસામુદ્દિન ચીશતી રૂ. ૧૦) ઇનામ, સ્કૂ નં. ૪૬ સ્કુલ કમિટિના મેમ્બર રૂા. ૪-૪-૦ ઇનામ.

**રાજપીપળા વિભાગ**—

કરાંઠા—રા. કેસુર દાજીભાઈ રૂા. ૫-૨-૯ ચોપડીઓ, **ઓળીગામ**—અમીન દાદાભાઈ ઉમેદભાઈ રૂા. ૧૧-૮-૯, અમીન ડાયાભાઇ ઓત્તમભાઈ રૂા. ૫) કાપડ-શાકર-**લાછરસ**—કન્યાશાળા પા. અમીન ગોર્ધનભાઈ ગોપાળભાઈ રૂા. ૧૫) ઇનામ.

**કાઠિયાવાડ વિભાગ**—

ગુંદ—ગામલોકો રૂા. ૧૬-૮-૯ ઇનામ, સાકર, રૂા. ૨૪) સ્કૂલ જમાડી તથા કાપડ.

---



---

## સૂચના.

**પત્ર સંબંધી લખાણ**—એડિટર તરફ મોકલવું છાપવા મોકલવાનુ લખાણ કાગળની એક બાજુએ ચોખ્ખે અક્ષરે લખવુ. છાપવા યોગ્ય લાગશે તો છપાશે નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામા આવશે

**મનિ ઑર્ડર**—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણુ સ્પષ્ટ લખવું, તેમજ ત્યા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાયલો સરનામાની લેબલ ઉપરનો નબર લખવો

**લવાજમ**—વરસ એકનો રૂ ૧-૦-૦, ટપાલ સાથે. દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરો પાસે ટપાલ ખરચ સાથે ૦-૧૨-૦ લેવામા આવશે.

**લેખકને ઉત્તેજન**—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો દર છાપેલે પાને રૂ. ૦ાા આપવામા આવશે ચર્ચાપત્ર માટે કંઈ આપવામા નહિ આવે.

### જાહેર ખબરના ભાવ.

૧ રૂપીઆ એકની ૩ લીટી પ્રમાણે-દસથી વધારે લીટીઓ માટે ૧)ની લીટીઓ ચાર પ્રમાણે બાર માસ લગી લાગટાગટ હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી અગીઆર માસ લગી દર માસે ½ ચાર્જ પડશે. ત્રણ માસ માટે પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ½ ચાર્જ લેવાશે.

આ પત્ર સાથે કોઈ પણ હૅન્ડબિલ વહેંચવામાં આવશે નહિ.

# સૂચના.

**પત્ર સંબંધી લખાણ**—એડિટર તરફ મોકલવું છાપવા મોકલવાનુ લખાણ કાગળની એક બાજુએ ચોખ્ખે અક્ષરે લખવુ. છાપવા યોગ્ય લાગશે તો છપાશે નહિ પસંદ કરેલો લેખ ટિકિટ મોકલી હશે તો પાછો મોકલવામા આવશે

**મનિ ઑર્ડર**—કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણુ સ્પષ્ટ લખવુ, તેમજ ત્યા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાયેલો સરનામાની લેબલ ઉપરનો નંબર લખવો

**લવાજમ**—વરસ એકનો રૂ ૧–૦–૦, ટપાલ સાથે. દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરો પાસે ટપાલ ખરચ સાથે ૦–૧૨–૦ લેવામાં આવશે

**લેખકને ઉત્તેજન**—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો દર છાપેલે પાને રૂ ૦ાા આપવામા આવશે સમર્પિત માટે કંઈ આપવામા નહિ આવે.

## જાહેર ખબરના ભાવ.

૧ રૂપીઆ એકની ૩ લીટી પ્રમાણે-દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)ની લીટીઓ ચાર પ્રમાણે બાર માસ લગી સાટાસાટ હશે તો પહેલો મહિને પૂરો ચાર્જ અને પછી અગીઆર માસ લગી દર માસે ½ ચાર્જ પડશે. ત્રણ માસ માટે પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ½ ચાર્જ લેવાશે

આ પત્ર સાથે કોઈ પણ હૅન્ડબિલ વહેંચવામાં આવશે નહિ.

# ભારે વખણાયેલી, ખુચીત શ્રેષ્ઠ અને સંસ્તી

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કત શિક્ષક કોપીબુકો.

**"કમીશનમાં વધારો" આઠ ભાગમાં "કમીશનમાં વધારો."**

કેળવણીખાતાના હાકેમ તથા આગલા ઈન્સ્પેક્ટરો તથી ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગ્રહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપાલો, હેડ માસ્તરો અને શિક્ષકો, મુંબઈ તથા ગુજરાતના સર્વ જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રી પત્રકો.

**મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઈન્સ્પેક્ટર મે. જાઈલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોનેજ સઘળી મંજુર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે, કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.**

**☞ મુંબઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઈન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એજ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.**

આ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટો મળેલાં છે. તેમનાં નામ અમારી દરેક કોપી વાંચવાથી જાણી થશે.

## દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલો ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસકાઉન્ટ આપવામાં આવશે; પેકિંગ અને રેલ્વેનો ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વ ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો, મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે અંગ્રેજી [illegible] લખવું.

